તું માતા જગતારણી, ગ્નાંન તણી દાતાર
તુઝ વિણુ ગ્નાન લહે નહી, જગવાસી નરનાર. ૨
ગ્નાનાંજન અંજન નયન, મિટેં તિમિર અગ્નાંન
મિથ્યા રયણી ટાલિવા, ગ્નાન સુભાનુ સમાન. ૩
જીવાજીવાદિક તણા, ગ્નાનેં જાંણે ભાવ
ગ્નાનેં સમકિત નિર્મલો, સમકિત સુગતિ સભાવ. ૪
માન લહી જે ગ્નાનથી, નિજ દેસેં પરદેસ
ગ્નાની જિહાં તિહાં માનીઈ, આદર લહેં વિસેસ. ૫
ગ્નાંન-દાંન દ્યો **સરસતી**, વારૂ વચનવિલાસ
રચૂં **રત્નશેખર** નૃપતિ, **રતનવતીનો** રાસ. ૬

**અંતે—** ઢાલ ૩૬ મોરી બહિની કહિ કાંઈ અચરિજ વાંત.
ઇણિ અવસરેં **ગોતમ** ભણેં, તે દેવ લહસ્યેં સિદ્ધિ
શ્રી **વીર** જિનવર ઇમ કહે, ઇણિ હી જ ભરત સમૃદ્ધિ,
સાંભલિ **ગોયમા** આરાધેં પર્વ એહ × ×
એ પર્વતિથ પાલેં નહી, ટાલેં નહી આરંભ,
તે દૂરભવ્ય જાંણો સહી, ધરમ કરેં સહૂ દંભ. ૧૨ સાં૦
અષ્ટમી ચઉદિસ પર્વ તિથિએ પાલીઈ મન લાય,
સુખ પાંમીયેં ચિંતિત સહૂ, ભવના ભ્રમણ ન થાય. ૧૩ સાં૦
**સતર ઉગણસઠેં** સમે, તિથ બીજ સુદિ માહમાસ,
એ રાસ સંપૂરણ થયો, સુણતાં હોઇ ઉલાસ. ૧૪ સાં૦
શ્રી ગચ્છ **ખરતર** દીપતો, ગચ્છરાજ શ્રી **જિનચંદ**,
સૂરિસ સૂરિ-સિરોમણી, વંદે તાસ નરિંદ. ૧૫ સાં૦
વાચનાચારિજ વદન વારિજ, આર્ય વચનવિલાસ,
શ્રી **શાંતિહરષ** વાચક તણેં, **જિનહર્ષે** કીયો રાસ. ૧૬ સાં૦
સાતસેં સતર પ્રમાણ ગાથા, ઢાલ પિણ છત્રીસ,
વાંચિજ્યો રાસ ભલી પરેં, કહેં **જિનહર્ષ** જગીસ. ૧૭ સાં૦
—પં. કાંતિવિજય ગણિ શિ. સેવક **નાયકેન** લિ. શિ. **પ્રમોદ**—

વિજય વાચનાર્થં સં. ૧૭૮૬ માઘ શુ. ૨ વહ્નરસેભર ગ્રાંમ મધ્યે ૨૪-૧૭ નં. ૧૩૫ ઇડર ભં૦

**(૬૩૨) રાત્રિભોજન ત્યાગ (અમરસેન જયસેન) રાસ** સં.૧૭૫૯ (૨-૧૦૯)

—(૧) સં. ૧૭૬૦ માગ. શુ. ૧ શનિ જ્ઞાનચંદ્ર લિ. ઢાલ ૨૫ પત્ર ૨૪ વીકા. (૨-૪) સં. ૧૮૫૫ માર્ગસીર શુ. ૫ ગુરૂ પંન્યાસ મયારત્ન તથા પં. બુદ્ધિરત્ન શિ. મુ. કાંતિરત્નેન લ. લોલાડા (ઝીં. થી ૭-૮ ગાઉ દૂર) ગ્રામે ચોમાસું હતા તારે લખ્યું છે: ૨૪-૧૩ પો. ૩૮ નં. ૧૮૩; ૨૩-૧૨ પો. ૩૯ નં. ૧૮૪, તથા ૨૩-૧૩ પો. ૩૮ નં. ૧૮૨ ઝીં. (૫) સં. ૧૭૮૨ આસુ સુદિ ૮ રવિ ઘાવડનગરે ગણિ ભાગ્યવિજય લિ. નેમનાથ પ્રસાદાત્ ૧૩-૧૭ ઇડર ભં. (૬) સં. ૧૯૪૭ ભાદ્રપદ વદ ૯ વા. વિમલવિજય ગણિ શિ. મહો. સુભવિજય ગણિ શિ. પં. રત્નવિજય ગણિ શિ. પં. મોહનવિજય શિ. પં. રૂપવિજય ગણિ શિ. પં. વિદ્યાવિજય શિ. ભક્તિવિજય શિ. મુનિ પ્રેમવિજય ગણિ લિ. લણુવા નયરે શ્રી સાંમલાજી પ્રસાદાત્ ચેલા છગનલાલ પઠનાર્થં. ૧૯-૧૬ નં. ૬૧૦ વિજાપુર જ્ઞા. મં.

**(૬૩૩) રત્નસાર રાસ.** સં. ૧૭૫૯ પાટણ (૨-૨૧૦)

**આદિ—**

પ્રથમ જિણેસર પાય નમું, આદીસરૂ અરિહંત,<br>
યુગલા ધરમ નિવારણઉ, ગુણ અનંત ભગવંત.　　૧<br>
જેહનેં નામેં પામીયેં, અવિચલ લીલ વિલાસ,<br>
જગદાતાર પરમાતમા, પરમ પુરૂપ ગુણવાસ.　　૨<br>
જગતારણ જગ-ઉદ્ધરણ, વારણ દુખ તમોહ,<br>
પરજાપતિ થિતિ થાપણઉ, માયારહિત અમોહ.　　૩<br>
પ્રભુ પ્રણમી પ્રણમું સુગુરૂ, ગુરૂ પાતક-મલ ધોઈ,<br>
પર આતમ ઉજ્જવલ કરે, ગુરૂ વિણુ જ્ઞાન ન હોઇ.　　૪

ગુરૂ દીવઉ દેખાલિવા, સુદ્ધ ધર્મની વાટ,
ગુરૂ કારિગર સારિખા, ઉતારે મન કાટ. ૫
કુણ દિખાલે ગુરૂ વિના, પરતખિ પંથ કુપંથ,
ઉપગારિ નિસ્વારથી, ગુરૂ ગરૂઆ નિગ્રંથ. ૬
ગુરૂ રાખે દુર્ગતિ થકી, **રાય પ્રદેસી** જોઈ,
માત પિતા સુત કામિની, અવર ન રાખે કોઇ. ૭
શ્રી જિનવર સુપસાઉલે, પામી સુગુરૂ પસાય,
**રતનસાર** કુમારનો, રાસ રચ્યૂં સુભ ભાય. ૮
સાધુ તણી સેવા કરિ, પાલ્યો નિરમલ સીલ,
સીલ થકી સુખ પામીયો, સીલ થકી લહી લીલ. ૯
તાસ રાસ સુણિજ્યો સહૂ, વારૂ વચન વિલાસ,
સાંભલતા થાસ્યો ખુસી, દેસ્યો મુજ સાબાસ. ૧૦

—(૧) સં. ૧૭૬૨ જ્યે. શુ. ૯ પત્તનમધ્યે ૨૧-૧૩ દા. ૮૧ નં. ૧૨ હા. (૨) પત્ર ૧૬ નં. ૩૦૯ પ્ર. કા.

**(૬૩૪) વજસ્વામી સઝાય.** સં. ૧૭૫૯ (૨-૧૧૧)

—(૧) પ-૧૫ નં. ૨૩૫૯ મુક્તિ. (૨) બાઈ ઝમકુ પઠનાર્થે પત્ર ૮ ઉદયવિજયકૃત બારવ્રત રાસ સહિત પો. ૧૩ નં. ૧૩૧ અભય. (૩) પ-૧૩ પો. ૧૦ નં. ૮ જિનદત્ત૦ મુંબઇ. (૪) ૩-૧૯ નં. ૮૫ જશ૦ (૪) પો. ૪૪ પં. જૈ. શ્વે. ભં. જયપુર.

**(૬૩૫) જંબૂસ્વામી રાસ.** સં. ૧૭૬૦ પાટણ (૨-૧૧૨).

**આદિ—** દૂહા.

**ત્રિસલા**-નંદન **વીર** જિન, **સિદ્ધારથ**-કુલચંદ,
મહિમા ત્રિભુવન જેહની, ગાવઇ ઇંદ નરિંદ. ૧
જગનાયક ચોવીસમઉ, પૂરઇ વંછિત આસ,
સેવકનઇ સુખીયા કરઇ, આપઈ લીલ-વિલાસ. ૨
રૂપ અનોપમ જેહનઉ, કંચનવરણી કાય,
લક્ષણ મિસિ સેવઇ સદા, મૃગપતિ પ્રભુના પાય. ૩

જનમ-મહોછવ અવસરઈ, સંસય પઅઉ સુરિંદ,
જલપ્રવાહ ખમિસ્યઇ નહી, નાન્હઉ **વીર** જિણંદ. ૪
પ્રભુ પ્રાક્રમ દેખાલિવા, ઉપજાઈવા આણંદ,
અંગૂઠઇ કંપાવીયઉ, અવિચલ **મેરૂ** ગિરિંદ. ૫
સુર આગલિ બીહડઉ નહી, મેરૂ પરઇ રહ્યઉ ધીર,
સુરપતિ આવી જેહનઉ, નામ દીયઉ **મહાવીર.** ૬
તે શ્રી **વીર** જિનંદના, ચરણકમલ પ્રણમેવ,
નિરૂપમ **જંબૂ** સ્વામિનઉ, રાસ રચઉ સંખેવ. ૭
ચરમ કેવલી જે થયઉ, બાલપણઈ બ્રહ્મચાર,
તાસ રાસ રલીયામણઉ, સાંભલિજ્યો નરનારિ. ૮

—(૧-૨) ૬૩-૧૩ દા. ૭૯ નં. ૨૯; ૫૮-૧૫ દા. ૮૨ નં. ૨૨૧ હા૦

**(૬૩૬) સ્થૂલભદ્ર સ્વા૦** સં. ૧૭૫૯ પાટણ (૨-૧૧૨)

**આદિ**— ઢાલ અલબેલાની.

ઇણિહી જ **ભારત** ક્ષેત્ર માંહિ રે લાલ, **પાડલીપુર** પરસિદ્ધ સુખકારીરે
લોક તિહાં સુખીયાં વસઇરે લાલ. ઘરિઘરિ રિદ્ધિ સમૃદ્ધિ. સુ. ૧ ઇ૦
ન્યાયી **નંદ** મહીપતી રે લાલ, કીરતિ નર્ત્તકી તુંગ, સુ.
નવ વંસઇ નાચી રહી રે લાલ, દેશ પ્રદેશ અભંગ, સુ. ૨ ઇ૦

—(૧) કવિની સ્વહસ્તલિ. ૫-૧૫ દા. ૮૩ નં. ૮૧ હા૦

**(૬૩૭) ૨૦ વિહરમાન જિન સ્ત૦ (વીશી)** સં. ૧૭૫૫ બીજા વૈ. શુ. ૩.

**આદિ**—સીમંધર સ્વામી સ્ત૦ ઢાલ પાટણનગર વખાણીયઇ, સખી માહેરે.
મ્હારી લખમી દેવિ કિ ચાલઉ રે આપણ દેખિવા જઇયઇ એહની.
પુંડરીકણી નગરી વખાણીયઇ, સખી શ્રેયાંસઘરે જાયઉ પુત્રરતન કિ,
ચાલઉ રે આપણ દેખવા જઇયઈ.
નયણે કુમર નિહાલીયઈ,
સખી કીજઇ હે એહના કોડિ જતન કિ. ૧ ચાલો૦

**અંતે—** ઢાલ મા પાવાગઢથી ઊતર્યા રે મા એહની.

સારદ તુઝ સુપસાઉલઇ રે મા, ગાયા **ગરબા** વીસ રે,
જુગતિસ્યું ભાવ રે ભગતિમઇ થુણ્યા રે મા
એ વીસે જગબંધવારે મા, એ વીસે જગદીસરે. ૧ જુ. × ×
મા ધન દિન માસ સુહામણુઉ રે, મા ગિણિસ્યું જનમ પ્રમાણુરે. જુ.
મા વિહરમાણુ હું ભેટિસ્યું રે, મા પવિત્ર હુસ્યઇ મુઝ પ્રાણુ રે. ૯ જુ.
મા **સતરઇ પચતાલઇ** સમઇ રે, મા દ્વિતીય વૈશાખ સુદિ ત્રીજ રે.
મા મઈ **જિનહરખઈ** ગાઇયા રે, નિરમલ થયો બોધિબીજ રે. ૧૦ જુ.

—(૧) સર્વ ગાથા ૧૩૭ ગ્રં. ૧૬૨ સં. ૧૭૬૧ વર્ષે જ્યેષ્ટ વદિ ૧ દિને શનિવારે લિખિતાનિ **જિનહર્ષેણ** શ્રી **પત્તન** મધ્યે. શ્રી. ૭–૧૩ દા. ૮૩ નં. ૩૦ હા. (કવિની સ્વહસ્તલિખિત પ્રતિ) (૨) ૯–૧૨ દા. ૨૦ નં. ૫૦ સીમંધર ભં. સુરત.

**(૧૭૦૮) શ્રીમતી રાસ.** (નવકાર પર) ઢાલ ૧૪ સં. ૧૭૬૧ માઘ શુ. ૧૦ પાટણ.

—રામલાલ સંગ્રહ વીકા.

**(૬૩૮) નર્મદાસુંદરી સ્વા૦** સં. ૧૭૬૧ ચૈત્ર (૨–૧૧૩)

**આદિ—** ઢાલ–અઢીયાની.

**વર્દ્ધમાનપુર** નામ, સુરપુરથી અભિરામ,
સંપ્રતિ ભૂપતી એ, સોભા સોહતી એ. ૧
**રિષભસેન** સાર્થેસ, કીરતિ દેસવિદેસ,
**વીરમતી** પ્રિયા એ, ધર્મ કારજ કીયા એ. ૨

—કવિની હસ્તલિખિત પ્રત (પ્ર.કા. ને બદલે) ૯–૧૩ દા. ૮૦ નં. ૧૩૦ હા૦.

**(૬૩૯) આરામશોભા રાસ.** સં. ૧૭૬૧ જ્યે. પાટણ (૨–૧૧૩)

શ્રી **સારદ** વરદાયિની, સુમતિ તણી દાતાર,
મૂરખનઇ પંડિત કરઈ, એ મોટઉ ઉપગાર. ૧

જેહ ભણી સુપ્રસન હુવઇ, તેહનઈ કરઇ નિહાલ,
હીયા થકી અજ્ઞાનના, કાઢી નાખઈ સાલ. ૨
મોટી મહિમા માયની, જસ અખૂટ ભંડાર,
સુરનર વિદ્યાધર વિબુધ, પામિ ન સક્કઇ પાર. ૩
ચરમ સાયરના નીરનઉ, જિમ ન લહઈ કોઇ પાર,
તિમ **સરસતિ** ભંડારનઉ, નાવઈ પાર અપાર. ૪
માતા તુઝ સુપસાઉલઈ, પામું વચન રસાલ,
સુણતાં સહુકોનઇ ગમઇ, રીઝઈ બાલગોપાલ. ૫
ધર્મ-મૂલ સમ્યકત્વ છઈ, યતન કરઉ નરનારિ,
શ્રી જિનપૂજા આદરઉ, જિમ પામઉ ભવપાર. ૬
દેવાદિક પર્ષદ વિષઇ, ભાષઇ શ્રી જિનરાય,
નર સંપદ સુર સંપદા, લહઇ જિનભક્તિ પસાય. ૭
મુગતિ તણા પિણિ સુખ મિલઇ, ઇહાં સુણિજ્યો દૃષ્ટાંત,
સતી **આરામસોભા** તણઉ, વારૂ છઈ વૃત્તાંત. ૮
—કવિની સ્વહસ્તલિખિત પ્રત. પ્ર. કા. ને અહલે ૧૮–૧૩
દા. ૮૧ નં. ૧૪ હા૦.

**(૬૪૦) વસુદેવ રાસ.** સં. ૧૭૬૨ પાટણ (૨–૧૧૪)
**આદિ—**

શ્રી **નેમીસર** જગ જયઉ, બાવીસમા જિનરાય,
બ્રહ્મચાર-ચૂડામણી, નિત નિત પ્રણમું પાય. ૧
વિષય મહાવિષ સારિખા, જાણી તજ્યા જિણંદ,
**રાજિમતી** રતિ સરસતી, ન પડયા તેહનઈ ફંદ. ૨
પસુવાડઉ છોડાવીયઉ, દીધઉ જીવતદાન,
વ્રત લીધઉ રૈવતગિરઈ, પામ્યઉ કેવલન્યાન. ૩
તેહને ચરણે લાગિનઈ, સમરી **સરસતિ** માત,
ચરિત્ર કહું **વસુદેવનઉ**, યાદવકુલ વિખ્યાત. ૪
—૪૫–૧૩ દા. ૮૩ નં. ૧૫૮ હા.

**(૬૪૨) જિનપ્રતિમા હુંડીરાસ.** સં. ૧૭૨૫ માગશર (૨-૧૧૫)

—(૧) સં. ૧૭૩૬ વિક્રમપુરે ઉ. સુમતિસિન્ધુર શિ. પં. કીર્ત્તિવિલાસ લિ. પત્ર ૪ નં. ૩૩૪૦ અભય૦ (૨) પત્ર ૧૧૦ થી ૧૧૫ ચોપડો નં. ૨૪૭૨ મુક્તિ૦ (૩) પુણ્યવિજય લિ૦ ૪-૧૩ અશુદ્ધ પ્રત દા. ૮૩ નં. ૪૯ હા૦ (૪) પો. ૬૪ પં. જૈ. શ્વે. ભં. જયપુર (૫) ૯-૭ ગો. ના. (૬) લિ. હેમવિજય પરોપગાર હેતવે બાઈ અખુ હસ્તુ ખુસ્યાલાં વાંચનાર્થે ૪-૧૩ નં. ૩૧૭૯ વિ૦ ને૦ (૭) સં. ૧૭૨૫ ચૈ. શુ. ૧૦ પં. શાંતિલાભ લિ૦ વીલ્હાવાસ મધ્યે ૩-૧૭ નં. ૩૧૭૮ વિ. ને.

**(૬૪૩) જસરાજબાવની.** સં. ૧૭૩૮ (૨-૧૧૬)

—(૧) સં. ૧૭૮૨ નો ચોપડો પત્ર ૭૧ થી ૭૯ જશ૦ (૨) ૬-૧૧ દા. ૮૨ નં. ૧૫૯ હા.

**(૬૪૩-૧) મહાવીર છંદ.** (૨-૧૧૬)

—૨-૧૫ દા. ૮૩ નં. ૧૮૨ હા૦

**(૬૪૩-૪) પાર્શ્વનાથ નિશાની.** ૪૭ સવૈયામાં (૨-૧૧૭)

—(૧) ૩-૧૭ દા. ૮૩ નં. ૪૨ હા૦ (૨) સં૦ ૧૮૭૫ શાકે ૧૭મા શુભકારી માસે કૃષ્ણપક્ષે સપ્તમી બુધે લ૦ જેઠા સ્વ. આત્માડર્થે જંબુસર બીંદર મધ્યે ૪-૧૦ નં. ૨૪૨૨ મુક્તિ૦ (૩) બાઇ ખેમચંદ તથા ભાઈ ચતુર્ભુજ પઠનાર્થે અંકલેસર ગ્રામે શાંતિનાથ પ્રસાદાત્ ૪-૧૫ ખેડા નં. ૩.

**(૧૭૭૯) ચોવીશી** (હિંદીમાં) રાગબંધ.

**આદિ—** ૧ આદીનાથ-પદ રાગ લલીત.

દેખ્યો રિષભ જિનંદ તબ તૈરે પાતિક દૂરિ ગયો,
પ્રથમ જિનંદ ચંદ, કલિ સુરતરૂ કંદ, સૈવૈ સુરનર ઇંદ,
આનંદ ભયો. ૧ દે.
જાકે મહિમા કીરતિ સાર, પ્રસિદ્ધ જહી સંસાર, કોઊ ન લહત પાર
જગત નયો,

પંચમ આરેમેં આજ, જાગે જોતિ જિનરાજ, ભવસિંધુકો જિહાજ
આણિકે દય.. ૨ દે.
બણ્યા અદ્દભુત રૂપ, મોહની છબિ અનૂપ, ધરમકો સાચો ભૂપ
પ્રભુજી જય.,
કહઇ **જિનહરખિત**, નયણુ ભરિ નિરખિત, સુખ ધન વરષત
પ્રીતિ ઉદય.. ૩ દે.

**અંતે—** કલશ રાગ ધન્યાસી.

જિનવર ચઉવીસૈ સુખદાઈ,
ભાવ ભગતિ ધરિ નિજમન થિર કરિ, કીરતિ મન સુખ ગાઈ. ૧ જિ.
જાકે નામ કલપવૃક્ષ સમ વરિ પ્રણમતિ નવનિધિ પાઇ,
ચોવીસે પદ ચતુરાઈ ગાવ. રાગબંધ ચતુરાઇ. ૨ જિ.
શ્રી **સોમ** ગણિ સુપસાઉ પાઇકે, નિરમલ મતિ ઉર આઇ,
**શાંતિહરષ જિનહરષ** નામતે, હોવત પ્રભુ વરદાઇ. ૩ જિ.

**(૧૭૦૯ ક) ઉપદેશ છત્રીસી સવૈયા.** (હિંદીમાં) સં. ૧૭૧૩

૧ જિનસ્તુતિકથન ઇકતીસા.

સકલ સરૂપ યામેં પ્રભુતા અનૂપ ભૂપ
ધૂપ છાયા માયા હૈં ન ઐંન જગદીસ જૂં,
પુન્ય હૈં ન પાપ હૈં ન સીત હૈં ન તાપ હૈ
જાપકે પ્રજ્ઞા પ્રકટે કરમ અતીસ જૂં.
ગ્યાનકો અંગજ પુંજ સુખ વૃક્ષ કોનિ કુંજ
અતીસય ચોતીસ અરૂ વિચન પૈંતીસ જું,
ઐસો જિનરાજ **જિનહરખ** પ્રણમિ ઉપદેશકી
છતીસી કહું સવઇ એ છતીસજૂં. ૧ x x
ભઈ ઉપદેસકી છતીસી પરિપુરણ
ચતુર નર હવેં જે યાકો મધ્ય રસ પીજીયોં,
મેરી હૈ અલપ મતિ તોંભી મેંકી એ કવિત્ત
કવિતાહૂં સૌ હૂં જિન ગ્રંથ માનિ લીજીયોં.
સરસ દેહે વખાંણુ જોઉ અવસર જાંણિ
દોઈ તીન યાકે ભેયા સવૈયા કહીજીયોં.

કહિ જિનહરખ સંવત ગુણ શશી ભક્ષ
કીનિ હૈં તુ સુણત સ્યાગ્યાસિ મોકું દીજ્યોં. ૩૬
—૭-૧૧ દા. ૧ નં. ૧૧૯ ખેડા નં. ૨.

**(૧૭૦૯ ખ) આહારદોષ છત્રીસી.** સં. ૧૭૨૭ આ. વ. ૧૨
—પત્ર નં. ૨૮૦ ક્ષમા.

**(૧૭૦૯ ગ) દોહાબાવની-માતૃકાબાવની.** (હિંદીમાં) સં. ૧૭૩૦ આષાઢ શુ. ૯

**આદિ—**

ૐ યહ અક્ષર સાર હે, એસા અવર ન કોઈ,
સિદ્ધ સરૂપ ભગવાંન શિવ, શિરસા વંદું સોઈ. ૧
નમીઈ દેવ જગતગુરૂ, નમીઈ સદ્દગુરૂ પાય,
દયાયુક્ત નમીઈ ધરમ, શિવગતિ હેય ઉપાય. ૨

**અંતે—**

ક્ષાંતિ દાંન સમતારતા, હણે નહીં પટકાય,
**જસા** જ્ઞાન-કિરિઆ-મગન, સોઈ સાધુ કહાય. ૫૨
**સત્તરસે તીસેં** સમેં, નવમી સુકલ આષાઢ,
**દોધક-બાવન્ની જસા,** પૂરન કૃત કર ગાઢ. ૫૩
—ઇતિ દોધક-બાવન્ની સૂક્તિરૂપા સંપૂર્ણા એક ગુટકામાંથી છૂટાં પાનાંમાંથી (મારી પાસે)

**(૧૭૧૦) છ આરા સ્ત૦**

**વીર** કહે **ગોતમ** સુણો પાંચમા આરાના ભાવરે,
દુખીઆ પ્રાણી અતિ ઘણા, સાંભલ **ગોતમ** સુભાવરે. ૧
સેહર હોસે તે ગામડા, ગામ હોસેં સમસાણુરે,
વણગોવાલ્રે ધણ ચરે, જ્ઞાન નહિ નીરવાણુરે. ૨ x x
ભણતા સમકિત સંપજે, સુણતાં મંગલમાલ,
**જિનહરખેં** કરી દેખીયે, ભાખ્યા વયણ રસાલ.

—સં० ૧૮૩૪ ચૈત્ર સુદી ૧૫ પત્ર ૮ પ્રત ૭૪ દા. ૩૬ ડા० પાલણપુર.

**(૧૭૧૦ ક)+ સુગુરૂ પચીસી.**

સુગુરૂ પિચ્છાણુઉ ઇણિ આચરણે, સમકીત જેહનો સુધજી,
કેહણી કરણી એની સરિખી, અહનિસ ધરમ વિશુદ્ધજી. સુ. ૧××
સુગુરૂ–પચીસી શ્રવણે સુણીને, કરજ્યો સુગુરૂ–પ્રસંગજી,
કહે **જિનહરષ** સુગુરૂ પસાઈ, **શાંતિહરષ** ઉછરંગજી. સુ. ૨૫

—૨–૧૨ ભેંડા ભં.

**(૧૭૧૦ ખ)+ સમેતશિખરગિરિસ્ત૦** (તુંહી નમો નમો સમેત-શિખર ગિર) સં. ૧૭૧૪ ચૈત્ર શુ. ૪ ની યાત્રા કરી. જૈન પ્ર० પૃ. ૩૩૪–૫.

**(૧૭૧૦ ગ) બારમાસ સવૈયા ૧૨ કડી (હિંદીમાં)**

ઘનકી ઘનઘોર ઘટા ઉનહી વિજુરી ચમકંત ઝલાહલિસી,
વિચિ ગાજ અગાજ અવાજ કરંત સુ લાગત મો વિપવેલિ જિસી.
પપીયા પીઉ પીઉ રટત રયણજુ દાદુર મોર વદૈ ઉલિસી,
ઐસે શ્રાવણમેં યદુ નેમિ મિલૈ સુખ હોત કહૈ **જસરાજ**
રિસી. ૧ × ×

પ્રગટે નભ વાદર આદર હોત ઘનાઘન આગમ આલી ભયો હૈ,
કામકી વેદન મોહિ સંતાવૈ **આષાઢમે નેમિ** વિયોગ દયો હૈ.
**રાજુલ** સંયમ લે કૈં મુગતિ ગઇ નિજ કંત મનાઇ લયો હૈ,
જોરિ કૈ હાથ કહૈ **જસરાજ નેમીસર** સાહિબ સિદ્ધ જયો હૈ. ૧૨

—૮–૧૩ ઉદયસૂરિના ૨૪ જિન સવૈયાની પ્રતને છેવટે પત્ર ૭ થી ૮ પોથી ૧૦ જિનદત્ત મુંબઇ.

**(૧૭૧૦ ઘ) નેમરાજીમતિબારમાસ સવૈયા ૧૩ કડી**

સાવણ માસ ઘનાઘન વાસ, આવાસમૈં કેલિ કરે નરનારી
દાદુર મોર પપીયા રહૈં કહો કૈસેં કટૈં નિસિ ઘોર અંધારી

વીજ ઝિલ્લામલ હોઇ રહી કૈસેં જાત સહી સમસેર સમાહી
આઈ મિલ્યો **જસરાજ** કહૈ **નેમ** રાજૂલકું રતિ લાગેં દુખારી ૧××
રાજૂલ રાજકુમારિ વિચારિકૈં સંયમનાથ કેં હાથ ગહ્યો હૈં
પંચ સુમત્તિ ગુપત્તિ ધરી નિજ ચિત્તમેં કર્મ્મ સમૂલ દહ્યો હૈં
રાગ દ્વેષ ન મોહ માયા ન હૈં ઉજ્વલ કેવલગ્યાન લહ્યો હૈં
દંપતિ જાઈ વસેં શિવ ગેહમેં નેહ ખરો **જસરાજ** કહ્યો હૈં ૧૩

—(૧) સં. ૧૭૮૨ નો ચોપડો મુનિ જશ૦ (૨) સં. ૧૭૬૩ આસાઢ સુદિ ૧ લિ. પં. વિજૈચંદ જેસલમેર મધ્યે પત્ર ૪ નાહટા

---

## ૨૯૪ લબ્ધિવિજય (ત૦ ગુણહર્ષશિ૦) (૨-૧૧૯)

**(૬૪૪) ઉત્તમકુમાર રાસ** સં. ૧૭૦૧ (૨-૧૧૯)

—સં. ૧૭૯૩ લિ. પ્રે. ૨. ભાવ. (નં. ૨૪ વે.)

**(૬૪૫) અજાપુત્ર રાસ** સં. ૧૭૦૩ (૨-૧૨૧)

—પં. નિત્યવિજય ગણિ શિ. ભાવિ મુનિ જીવવિજયેન લિ. સં. ૧૭૪૫ કા. શુ. ૭ સમીનગરે ૪૮-૧૩ દા. ૧૯ પો. ૪ વી. ઉ.

---

## ૨૯૫-૩૦૭ આણંદ-આણંદવર્દ્ધન, (૨-૧૨૪ અને ૧૪૯)

**(૬૪૭)+અર્હન્નક રાસ** સં. ૧૭૦૨(૪) મહિમાસાગર માટે (૨-૧૨૪)

—(૧) સં. ૧૭૫૧ ચૈ. બ. **ભાવરત્નસૂરિ** શિ. **માનરત્ન** લિ. સૂર્યપુર નગરે પત્ર ૫ નં. ૩૦૪ પ્ર. કા. (૨) વિસલનગરે લિ. ૩-૧૫ જશ. (૩) અરણીક ચોપઇ વાવરા મધ્યે મુનિ ગણેશ લિ. આર્યા લક્ષ્માદે પઠનાર્થં પો. ૧૩ નં. ૧૩૯ અભય. (૪) સં. ૧૭૫૭ ભા. વ. ૯ પં. દીપવિજય ગ. મુનિ દેવવિજયલિ. ધનોરા ગ્રામ ૫-૧૨ જશ. (નં. ૩૦૭ ના આણંદવર્દ્ધન અને આ બંને એક લાગે છે.)

---

## ૨૯૬ રાજહર્ષ (ખ. લલીતકીર્તિ શિ.) (૨-૧૨૫)

**(૬૪૮) થાવચ્ચા શુકસેલગ ચો.** સં. ૧૭૦૩ (૨-૧૨૫)

—પં. દાનચંદ્ર લિ. પત્ર ૧૦ પો. ૩૭ મહિમા.

**(૧૭૧૧) અર્હન્નક ચોપઈ** સં. ૧૭૩૨ મહા શુ. ૧૫ ગુરૂ. દંત-વાસપુરમાં.

**આદિ—** દૂહા

શ્રી ફલવધિ પ્રણમું સદા, પરતખિ **પારસનાથ**
સુખદાઇક સાચો ધણી, સહૂ બોલે સસમાથ. ૧
ગૌતમાદિ ગણધર નમી, પ્રણમી શ્રી ગુરૂપાય
**અરહન્નક** અણગારના, ગુણ કહિસ્યું ચિત લાય ૨
પડતા આયા જગતમેં, માંણસ માહે ચૂક
પડિ પાછે ચેતે નહી, માંણસ નહી તે ઘૂક ૩
સરસ કથા સંબંધ છે, સાંભલિજ્યો મન રાખિ
ચોભંગી ચાવી કહી, સૂત્રમાંહે છે સાખિ ૪
વય સાચો કાચો શ્રુતે, શ્રુત સાચો વય નાંહિ
એ દોઉં જિણમેં નહી, રહે નિશ્રા ગણમાંહિ ૫
શ્રુત વય કરિ પૂરણ જિકો, ઇકલો વિચરે સોઇ
સુત હૂંતો પિણ વય નહી, તો પાંતરીયો જોઇ ૬
કિણ દેસે કિણ સહિરમેં, એહ થયો મુનિરાય
સાંભલિજ્યો ભવીયણ તુમ્હે, ચિત રાખી ઇક ઠાય. ૭

**અંતે—**

**અરહન્ના** રિષિ વંદીયે એ, લઘુવય ચારિત પાત,
કઠિન ક્રિરિયા કરી એ, કંચન કોમલ ગાત. ૧
સદા સુખ સંપૂજે એ, ધરતા મુનિવર ધ્યાન,
સરગ સુખ ભોગવે એ, પૂરવ પુણ્ય પ્રમાણ. ૨
અવર વિદેહે સીજસ્યે એ, લહિ માનવ અવતાર,
સંયમસિરિ આદરી એ, કરિસ્યે ભવનો પાર. ૩

આગમ ઉત્તરાધ્યયનના, ટીકા છે પરબંધ,
કથા ચોથી કહિ એ, બીય અજ્જયણ સંબંધ. ૪
તિહાં થકી ઉદ્ધર્યોએ, સત્તરસેં બત્તીસ,
માહ સુદિ પૂનમે એ, ગુરૂ પુષ એહ જગીસ. ૫
હંતવાસપુર સુ દીપતોએ, જિહાં ચિંતામણીપાસ,
સુધે મન સેવતા એ, અવિચલ લીલવિલાસ ૬
જિનચંદ સૂરીસરૂ એ, શ્રી ખરતર ગચ્છરાજ,
વિજયરાજ્યે રચી એ, સફલ દિહાડો આજ ૭
વાચક લબ્ધિકલ્લોલજીએ, લલિતકીરતિ ઉવઝાય
પસાય લહિ કરી એ, રાજહરખ ગુણ ગાય. ૮
સાધુ તણા ગુણ ગાવતાં એ, રસના હોય પવિત્ર,
વંછિત સુખ પામીયે એ, ચાવો એહ ચરિત્ર. ૯
—(૧) ૮-૧૬ અનંત નં. ૨ (૨) પત્ર ૯ ક્ષમા૦

**(૧૭૧૧ક) નેમિફાગ** ૩૦ કડી ઢાલ ફાગરી
ભોગી રે મન ભાવીયોરે, આયો માસ વસંતોરે
નરનારી બહુ પ્રેમસું, કેલિ કરે ગુણવંતોરે
ફાગ રમેં મિલી યાદવા ૧ x x
સમુદ્રવિજયસુત નેમજી, જીવ સકલ પ્રતિપાલ
રાજહરખ બહુ ભાવસું, ગાયો ફાગ રસાલોરે ૩૦ ફા.
—૧૨ પત્રની સ્તવનસંગ્રહની પ્રતમાં અંતર્ગત અનંત નં. ૨

---

## ૨૯૭ જયસોમ (૨) (ત. જશસોમ શિ.) (૨-૧૨૬)

**(૬૪૯) બારભાવના વેલિ** સં. ૧૭૦૩ (૨-૧૨૬)

—(૧) સં. ૧૭૩૧ વૈ. શુ. ૩ લિ. મુનિ કલ્યાણસોમેન ૪-૧૭ વિજાપુર જ્ઞા. ભં. (૨) પં. મુનિસોમ ગણિ, મુનિ કેસરસોમ લિ. ૬-૧૪ દા. ૪૭ નં. ૩૧ ડે. (૩) સં. ૧૭૬૯ શ્રા. વ. ૧૩ સોમ શ્રાવિકા ગેલાં માત કુંવર પઠનાર્થં લિ. રાજનગર મધ્યે પત્ર ૭

નાહટા, અભય. (૪) પત્ર ૮ પો. ૧૭ અભય. (૫) સં. ૧૭૭૩ વૈ. શુ. ૪ લિ. ૭–૧૧ દા. ૭ નં. ૩૪ મોહકમચંદ મોદી સાગર ઉ. પાટણ (૫) સં. ૧૮૨૪ શાકે ૧૬૮૯ કૃ. ૨ સૂર્યવાસરે ભાવનગરે પં. વિદ્યાકુશલ શિ. રત્નકુશલ ભ્રાતા પ્રસિદ્ધકુશલ લિ. ૧૬ પત્ર ચોપડી આકારે ત્રૂ૦ વીરમ. સંઘ. (૭) સં. ૧૮૬૪ પં. ધર્મ...લ. ૬–૧૩ નં. ૧૬૦ જશ. (૮) સં. ૧૮૭૯ કા. વદ ૩ રવિ ભુજ ૬–૧૪ પો. ૧૧ તિલક. મહુવા (૯) પત્ર ૧૦ પો. ૮૬ મહિમા.

**(૬૪૯ક) ૧૪ ગુણઠાણુ સ્ત.** ૬૧ કડી સં. ૧૭૧૬ (૨–૧૨૭)

**આદિ—** રાગ સિંધૂ

ચંદ્રકલા નિર્મલ સુહ ઝાણી, આરાહું અરિહં ગુણખાણી
ચઉદસ ગુણઠાણા સહનાણી, આણી તેહ નમું સુઅનાણી ૧

—(૧) લિ૦ પ્રથમાદર્શે સં. ૧૭૧૬ વર્ષે પંડિતશ્રી **જયસોમ** ગણિ શિષ્ય મુનિ કલ્યાણસોમેન લિ. **આગરા** નગરે. ૫–૨–૫૮ ખેડા નં. ૨ (૨) ૩–૧૫ યંત્ર સહિત દા. ૮૩ નં. ૧૫૨ હા. (૩) લ. મુનિ જસવિજય નં. ૫૬ પાદરા.

---

## ૨૯૮ માનવિજય (ત. જયવિજય શિ.) (૨–૧૮)

**(૧૭૧૨) નવતત્ત્વનો રાસ.** સં. ૧૭૧૮ વૈ. શુ. ૧૦ ભોપાઉરમાં

**આદિ—**

પ્રણમું જિન ચઉવીસમો, મહાવીર શુભનાંમ
જસુ પ્રસાદિ સદા ફલઇ, વાંછા સુરતરૂ તામ ૧
જિન–આગમ અનેક નય, કહો કુણ પામે પાર
સારદ શ્રીગુરૂ સહાયથી, કરિસ્યું કિંપિ વિચાર ૨
શ્રી સમકિત થિરતા ભણિ, તત્ત્વ તે વસ્તુ સરૂપ
દેવ અરિહંત ગુરૂ સાધુવર, ધરમ તે દયા સરૂપ. ૩

**અંતે—** ઢાલ ૧૫ મી રાગ ધન્યાસી.
નયરી ત્રંબાવતી સોહઇ એ દેશી

શ્રી **વિજયદેવ** સૂરિ રાયા, તપ તેજ દીપંતિ કાયા

તસુ પટ ઉદયો એ ભાણુ, શ્રી **વિજયપ્રભ**સૂરિ સુજાણુ ૧
તપ ગચ્છ-તિલક વિરાજઈ, દેખી કુમતિ-મદ ભાજઈ
એહવા શ્રી **વિજયપ્રભસૂરી**, પુરવ પુન્ય અંકુરી ૨
શ્રી **હીર** શીસ સુજાણી, ગણિ **કીકા** ગુણખાણી
તસુ સીસ પંડિતરાયા, બુધ **જયવિજય** સવાયા. ૩
**માંનવિજય** તસુ સીસ, કીધો રાસ સુવિસેસ
નિજ પર વાંચવા કાજિ, વરણુવી નવતત્ત્વરાજિ ૪
ગણિ **દેવવિજય** તણુઈ હરષઈ, કીધો વાંચવા પરષી
સંવત **સતર અઢારઈં**, વૈશાખ શુદિ દશમી સાર. ૫
શ્રી **શાંતીસર** સુપસાય, પુર **ભોપાઉર**માંહિ
ઊણુ અધિક કહું જેહ, મિચ્છા દુક્કડ તેહ. ૬

—વડોદરા મધ્યે લ૦ ૧૦-૧૪ નં. ૬૨૨ વીજાપુર જ્ઞા. મં.

(આ કવિની છઠા કર્મગ્રંથની વૃત્તિની લિખિત પ્રત નં. ૫૦ ડો. અ. ભાવનગરમાં છે, તેમણે સં. માં ધર્મ પરીક્ષા ગ્રંથ વિજયપ્રભસૂરિ રાજ્યે પોતાના શિ. દેવવિજય માટે રચેલ છે નં. ૯૬ પ્ર. કા.)

---

## ૨૯૯ તેજ-તેજપાલ. (લોં. ભીમજી શિ.) (૨-૧૩૦)

**(૬૫૨) જિતારી રાસ.** સુધારો સં. ૧૭૩૪ (૨-૧૩૨)

—(૧-૨) સં. ૧૭૬૨ દુર્ભિક્ષ વેપે અતિ દમદોલ ઉડપુંડગે મ્લેચ્છ વચન કહ્યા ઘણાં લિ. **રાણપૂર** આસો શુ. ૧૧ મંગલે ૧૧-૧૪ નં. ૨૩૫૨, તથા લિ. **હેમચંદ** સ્વ. અર્થે ૬-૧૭ નં. ૨૩૪૩ મુક્તિ૦

**થાવચ્ચાની સ૦** ઢાલ ૩

શ્રી જિન **નેમ** સમોસર્યારે, દ્વારિકાં વિપન મઝારરે સોભાગી,
સાધુ સંઘાતેં સોભતા રે લાલ સહસ્ત્ર અઢાર ઉદારરે સોભાગી,
**નેમ** જિણંદ સમોસર્યારે લાલ. ૧× × ×
શ્રી **લોંકા** ગછમાં રાજીયારે, શ્રી **કેશવજી** મુણંદ હો,

સીયલ સીરોમણિ ગછપતિ વંદીયેંરે, લહીયેં પરમાણંદ હો. ૨૦ સા.
શ્રી જિનશાસનમાંહેં સુંદરૂરે, ઋષિ **ભીમજી** સુખકાર હો.
**તેજપાલ** ભણે ભાવસુંરે, **થાવચ્ચો** અણગાર હો. ૨૧
સાધુ સોભાગી **થાવચ્ચો** વંદીયેંરે—
—પત્ર ૩૦ મું. સઝાયમાલા (જિનદત્ત મુંબઇ)

---

## ૩૦૦ લબ્ધોદય-લાલચંદ (૨) (ખ. માણિકશાખા જ્ઞાનસમુદ્ર-જ્ઞાનરાજ શિ.) (૨-૧૩૪)

**(૬૫૩) પદ્મિની ચરિત્ર** સં. ૧૭૦૭ (૨-૧૩૪)

—( સરખાવો હેમરત્નકૃત ગોરાબાદલ ચો. અને જટમલકૃત ગોરાબાદલ વાત. ) (૧) લિ. સં. ૧૭૪૫ પોસ શુ. ૨ ભોમ ૩૬-૧૧ નં. ૧૪૦ ઇડર ભં. (૨) સં. ૧૭૯૦ ફા૦ દુર્ગદાસ લિ. પત્ર ૨૯ ક્ષમા૦ (૩) સં. ૧૭૯૮ જે. શુ. ૨ સોમ લિ. પૂર્ણિમાપક્ષે હર્ષચંદ્ર સૂરિ વા૦ સુમતિવિજય શિ. ખૂસ્યાલચંદ્રેણ ૨૮-૧૫ નં. ૪૫૫૮ લિ. ને. (૪) સં. ૧૮૨૧ ફા. વ. ૬ સોમે જેસંઘપુરા મધ્યે પત્ર ૩૬ પો. ૭૯ નં. ૧૯૪૩ જિ. ચા. (૫) સં. ૧૮૨૯ ફા. શુ. ૯ લિ. પં. કલ્યાણસાગર દેવિચંદ વાચનાર્થં ૨૨-૧૬ ગો. ના. (૬) ચં. ગુણવિજય શિ. પં. તિર્થવિજય લ૦ આત્માર્થે સં. ૧૮૨૭ શાકે ૧૬૯૩ જે. વદિ ૭ સોમે નાગેંદ્રપુર નગરે શ્રી પાર્શ્વજી પ્રસાદાત્ ૨૬-૧૬ પો. ૭૪ યશોવૃદ્ધિ.

**(૧૭૧૩) મલયસુંદરી ચોપઇ** સં. ૧૭૪૩ ધનતેરસ ગોધૂંદામાં.

**અંતે**—

મહોપાધ્યાય **જ્ઞાનરાજ** ગુરૂ, કહ્યો સુપનમેં આય,
પાંચ ચોપઈ થેં કરી, એ છઠી કરો બનાય.
સંવત **સતરા ત્રયાલા** વરસે, વદિ શ્રાવણ તેરસ કીધ આરંભજી,
ધનતેરસ સંપૂરણ કીધી, સુણતાં અધિક અચંભ. ૫

પ્રૌઢોપાધ્યાય પદધારી, શ્રી **લબ્ધોદય** ગુણખાણીજી,
વ્યાકરણ તર્ક સાહિત્ય છંદ કોવિદ, અલંકાર રસિ જાણુજી.
કીધી ચોપઇ સક્તિ કરીને, સુદઢ સુણનને કાજજી,
સગુરા સાધુસાધ્વી વાંચે, વિનયવિવેક સુલાજજી. ૬
**જસ હર્ષ** શિષ્ય વાચક સોભાગી, **રત્નસુંદર** સિરદારજી,
શિષ્ય **કલ્યાણસાગર જ્ઞાનસાગર, પદ્મસાગર** પંડિત
શ્રીકારજી. ૭ xx
ચારિત્ર ગુણસુંચિત ધરીને, **પલ્લવ પાસ** પસાયજી,
ગોધૂંદા પુરમેં ગુરૂવયણે, (યહ) લીપી ચિત્ત લાયજી. ૮
—પત્ર ૧૪૨ બાહદરમલ બાંઠીઆ ભીનાસર.

**(૧૭૧૪) ગુણાવલી ચોપઈ** (જ્ઞાનપંચમી પર) સં. ૧૭૪૫ ફા. શુ. ૧૦ ઉદયપુર.

—સં. ૧૭૬૫ આ. શુ. ૭ જિનરંગ શિ. રૂપરંગ લિ. જિનચંદ્રસૂરિ રાજ્યે પત્ર ૧૧ પો. ૪૫ નં. ૭૯૮ કૃપા૦ ( તેમાં કવિએ પોતાની અગાઉની ૭ ચોપઇઓ રચ્યાનો ઉલ્લેખ છે. નાહટાકૃત જિનચંદ્રસૂરિ પૃ. ૧૬૪. )

---

## ૩૦૧ વીરવિજય (ત૦ કનકવિજય શિ૦) (૨-૧૩૮)

**(૬૫૩ ક) બંભણવાડા સ્તવન** સં. ૧૭૦૮ દીવાળી માટબંદરે.

**આદિ—**

માગુ શ્રી ગુરૂનઇ નમી, **સારદ** દિઉ શ્રુતતેજ,
ચોવીસમો જિનવર સ્તવું, જિમ આણી ઉલટ હેજ. ૧

**અંતે—** રાગ ૨૭ રાગ ધન્યાસી.

**બંભણવાડિ વીર** દરિસણ પાયો, સાહિબ મુઝ દિલ આયો રે,
વિવિધ રાગમાં તવ જિન ગાયો, ધન્યાસીમાં ધ્યાયો રે. ૧
શ્રી **વિજયદેવસૂરિ** ગચ્છ દીપાયો, શ્રી **વિજયસિંહ** ગણરાયો રે,
**કનકવિજય** બુધ પ્રણમી ગાતાં, **વીરવિજય** જય થાયો રે. ૨

વસુ અંબર મુનિ શશિ સંવચ્છર, આસો દિન દીવાળીરે,
આટ બાંદિરમ્હાં થુણિઉ સુણતાં, હોઇ મંગલીક માલીરે. ૩

—રાગ ૨૭. ૪–૧૪ દા. ૮૨ નં. ૭૦ હો.

(૬૫૩ ખ)+ વિજયસિંહસૂરિ નિર્વાણ સ્વા૦ સં. ૧૭૦૯

—૩–૧૩ દા. ૮૨ નં. ૧૧૬ હો.

---

૮૩૧ ધનદેવ (બૃ ત. રાજવિજય શિ.)

(૧૭૧૫) સ્ત્રીચરિત્ર રાસ. સં. ૧૭૧૦ પહેલાં.

(ભુવનકીર્ત્તિસૂરિની આજ્ઞાથી–તાસ આજ્ઞા લહી, વાત ધનદેવ કહી.)

—લ. સં. ૧૭૨૭ ભુવનકીર્ત્તિસૂરિ પટ્ટે રત્નકીર્ત્તિ સૂરિભિઃ–મગનલાલ બેચરદાસનો ભંડાર–ભાવનગર. (રત્નકીર્ત્તિસૂરિનો વૃત્તાંત જુઓ જૈન ઐ. રાસ સંચય). તેમાં પ્રશસ્તિમાં કૃતિનું નામ ધનદેવ સ્ત્રીચરિત્ર રાસ એમ આપેલ છે. ભુવનકીર્ત્તિસૂરિ સ્વ૦ ૧૭૧૦માં થયા.

---

૩૦૨ પદ્મ (સુંદર શિ૦) (૨–૧૩૯)

(૧૭૧૬) નવવાડ સઝાય સં. ૧૭૯૯ આશો શુ. ૧૫ રવિ સુરતમાં.

આદિ—

અનંત ચોવીસી જિન નમું, શ્રુતદેવી ચીત લાય,
નવવીધિ વાડિ વખાંણતાં, મનમાં વસીયો માય. ૧
વીરવચન મનમાં ધરી, સદગુરૂનિં સુપસાય,
સીલતણા ગુણ ગાવતાં, દિન દિન દોલતિ થાય. ૨
પરમ પ્રભુતા પામીઈ, ધરતાં જેહનું ધ્યાંન,
નમીઈ નેમ જિણેસર, બ્રહ્મચારી ભગવાંન. ૩
સુંદર અપસર સારખી, રૂપવતિમાં રેહ,
યોવનમાં યુવતી તજી, રાજુલ ગુણની ગેહ. ૪

સેજે છમાસી તપ તણું, એક દિવસ ફલ એહ,
વય ચઢતી વ્રત પાલીઉં, જગમાં દુધર જેહ. ५
ગલિત પલિત ગતબલ હોય, જો તૃષ્ણા નવિ જાય,
યોવન વય વ્રત આદરિં, હું પ્રણમું તસ પાય. ६
જગ-જન જો મલિનેં કહેં, સહસ મુખેં કરી સોય,
બ્રહ્મચર્યના ગુણ ઘણા, તાગ ન પાંમે તોય. ७
દસેં દૃષ્ટાંતે દોહિલો, લહિ માનવ અવતાર,
ભાવેં બ્રહ્મ વ્રત આદરો, જિમ પાંમો ભવ પાર. ८
સીયલે સી વસ્તુ ન પામીઈ, ચાતુર તું ચિત ધારિ,
ઓછા સુખનેં કારણેં, મુરખ ધ્રણું મુઝારિ. ९
એ વ્રતનેં ઉગારવા, **વીરેં** કહ્યો વિચાર,
નવે વાડિ નિર્મલ ધરો, સીલ સદા સુખકાર. १०

અંતે—

ભણેં ગણેં જે સાંભલેંરે, તે ધર કોડિ કલ્યાંણ રે, સ०
સીલ તણા સુપસાયથી હો લાલ. २१
**પદ્મ** પરમ રિદ્ધિ પાંમસ્યોરે, સીલથી ચતુર સુજાંણ રે, સ०
**નિધિ નવ સંવત સાયર સસી હો** લાલ. २२
આસો સુદિ પૂનિમ દિનેરે, રવી અશ્વની ઋષિરાયરે, સ०
**સૂરતિ** ચોમાસિં રહી હો લાલ. २३
સુગુરૂ **સુંદર** સુપસાયથી રે **પદ્મ** કહી એ સઝાયરે, સ०
સીલ સુજસ તરૂ સેવીઈ હો લાલ. २४

કલસ.

એમ સીયલ સુંદર સુજસ-મંદિર ગાઇઓ ગુણ-આગરૂ,
પ્રધાન પંડિત સભામંડિત સુગુરૂ **સુંદર** મુઝ કરૂ;
તેહતણો સુપસાય પાંમી, સીસ નાંમી સ્તવ્યો સીલ એ સુરતરૂ,
મુનિ **પદ્મ** ભાખિં શાસ્ત્ર સાખિં સકલ સંઘ મંગલકરૂ. १

—સં૦ ૧૮૫૩ શાવલ જોઇતા પઠનાર્થં ચેલા લખમીચંદ. ચૈ૦ વદિ ૯ દને બોમવારે ૭ પત્ર ખેડા. બં. (?)

**(૬૫૪) પુણ્યસાર ચોપઇ સં. ૧૭૦૯ (?) (૨-૧૩૯)**

**આદિ—**

સકલ સિદ્ધ અરિહંતનઇ, પ્રણમી નિજગુરૂ પાય,
વાણી સુધારસ વરસતિ, **સરસતિ** દિઉ મતિ માય. ૧
ધર્મતણા ફલ વર્ણવું, જે ભાખ્યા જિનરાય,
મુઝ મૂરખનઇ ભારતિ, સાનિધકારી થાય. ૨
ધરમઈ ધણ કણ નર લહઇ, ધરમઇ વાંછિત ભોગ,
ધરમઈ ઉત્તમકુલ તણો, મિલઇ વલ્લભ-સંયોગ. ૩
ધરમઈ રૂપજ રૂઅડો, ધરમઈ કલા-અભ્યાસ,
ધરમઈ વિદ્યાવંત હોઇ, લક્ષ્મીસ્યું ઘરવાસ. ૪
ધરમઈ ધરતી નિજ ઘરિ, દૂઝઈ દેસ વિદેસ,
ધરમઇ રૂપવતી સતી, યુવતી યૌવન વેસ. ૫
ધરમઈ મયગલ મલપતા, ધરમઇ તેજી તોષાર,
ધરમઈ રથ પાયક ઘણા, સેવ કરઈ નિરધાર. ૬
પુન્ય કરો ભવિ ભાવસ્યું, જિમ પામઉ પ્રિય ઋધિ,
**પુન્યસાર** તણી પરિ, નિજ મનવંછિત સિધિ. ૭ x x x

પૂરણ પ્રેમનઈ વલ્લભપણું, ચિત્તનુ પ્રકાસિ હરષાવિ ઘણું,
પ્રથમ પક્ષ કહઈ ચોપઇ ઢાલ, આગલિ સંબંધ સબલ રસાલ. x x
પક્ષ કહઇ ઢાલ વીસમી, સુ૦ હોંસઇ સિલોકો વાંચિ. વા૦ ૯૬.

—૨૧ ઢાલ સુધી અપૂર્ણ ૧૯-૧૫ મ. બ. વ્યાસ (હાલ દે. લા.)

---

**૮૩૨ પુણ્યહર્ષ [ખ. કીર્ત્તિરત્નસૂરિ-હર્ષવિશાલ, હર્ષધર્મ, સાધુમંદિર-વિમિલરંગ, લબ્ધિકલ્લોલ-લલિતકીર્ત્તિ શિ.]**

**(૧૭૧૭) જિનપાલિત જિનરક્ષિત રાસ સં. ૧૭૦૯ વિજયાદશમી.**

અંતે—

> શ્રી **ખરતરગચ્છ** નાયક ગુણનિલો, શ્રી **જિનરાજ** સુજાણ,
> નિજ અવદાતે પુહવી પરગડો, પય પ્રણમે રાયરાણ. ૭
> શ્રી **જિનરતન** સૂરીસર સલહીયે, તસુ પાટે સુખકાર,
> લહિ આદેસ તેહનો એ કીધો, ચરિત ચતુર ચમકાર. ૮
> **સંખવાલેચા** વંસ વિભૂષણો, આચારિજ પદ ધાર,
> **કીરતિરતન** સૂરિ પ્રણમો પ્રહ સમેં, કઠિન ક્રિયા આચાર. ૯
> **હર્ષવિશાલ** વાચક **હર્ષધર્મ** ગણી **સાધુમંદિર** સુવિદીત,
> **વિમલરંગ** મુનિ વાચક-સેહરો, **લબ્ધિકલ્લોલ** સુવિનીત. ૧૦
> **લલિતકીરતિ** પાઠક સુપસાઉલે, **પુણ્યહર્ષ** સુખપૂર,
> **જિન**પાલિતનો ચરિત વખાણતાં, પ્રગટયો પુણ્ય અંકૂર. ૧૧
> **મરૂધર સમોટો** મહીયલે, દેવી કરૂ સુભ ધાન,
> **પારસનાથ** જિનવર પૂજતાં, ઘરિ લખમી અસમાન. ૧૨
> સંવત **સતરેસેં નવડોતરે**, આસૂ માસ ઉદાર,
> વિજયદસમી દિન રલીયામણો, રાસ રચ્યો હિતકાર. ૧૩
> સાંભલતાં ભણતાં ગુણ સાધુના, પાતક જાયે દૂર,
> રસના પાવન હોઈ આપણી, વાધે પુણ્ય પડૂર. ૧૪
> મેરૂ મહિધર સાગર જાં લગે, જાં લગિ સૂરિજ ચંદ,
> સંબંધ તાં લગિ વાંચતાં, થાજ્યો સહૂઅ આનંદ. ૧૫

—પત્ર ૭ કમલમુનિ.

**(૧૦૭૮) હરિબલ ચોપાઈ.** ૨ં. ૧૭૩૫ સરસામાં.

આદિ—

> શ્રી ગુરૂ-પય પ્રણમી કરી, ભાવ ભગતિ ભરપૂર
> જસુ સાંનિધિ સુખ સંપજઇ, સંકટ નાસઇ દૂરિ. ૧
> **સમરૂં સરસતિ** સામિણી, કવિયણ કેરી માય
> દયા ધર્મ ફલ ભાખિસું, અક્ષર આણે ઠાય. ૨

શ્રી જિનવર ઇમ ઉપદિસઇ, દયા સમો નહિ કોઈ
જસુ પ્રસાદિ સુખ પામીયઇ, કીરત અવિચલ હોઇ. ૩
**હરિબલ** નામઇ ધીવરઇ, પાલી દયા પ્રધાંન
તાસ ચરિત વખાણતાં, સુણિજ્યો ચતુરસુજાણ. ૪
દયા ધરમ જે પાલિસ્યે, તે લહિસ્યે સુખ સાર
આગમ દશમે અંગમઈ, એમ કહ્યો નિરધાર. ૫

અંતે— ઢાલ ૧૭ શેત્રુંજ જાત્રા કરો એ.
બિહું નગરીનો નૃપ થયો એ **હરિબલ** વધતઈ વાંન
દયા નિતુ પાલિયૈ એ, જેહના ફલ અસમાન
દયા નિતુ પાલિયૈ એ. ૧ × ×
ધી ખરતરગચ્છ રાજીયો એ, શ્રી જિનચંદ સૂરીસ, ૬૦
જયવંતો વરતે સદા એ, દિનદિન અધિક જગીસ. ૧૧ ૬૦
ઇષુ ગુણ મુનિ શશિ વત્સરેં એ, સરસે સહર મઝાર,
**લલિતકીરતિ** પાઠક તણે એ, સુપસાએ સુખકાર ૧૨
**પુણ્યહરષ** પાઠક કહે એ, એહ સંબંધ રસાલ,
ભણતાં ગુણતાં વાંચતાં એ, ઘરિ ઘરિ મંગલમાલ. ૧૩

—(૧) સં. ૧૮૩૮ ભાદ્રવા વદિ ૧૦, ૧૨–૧૫ અનંત૦ નં. ૨. (૨) સં. ૧૭૪૫ વર્ષે શ્રાવણ વદિ ૧૨ તિથૌ પં૦ **શાંતિકુશલેન** લિખિતં ।।છઃ।। ૧૦–૧૫ એજન. (૩) સં. ૧૮૮૩ પત્ર ૧૦ પો. ૪૨ કૃપા.

(આ કવિના શિષ્ય **અભયકુશલે** સં. ૧૭૩૭ માં **ઋષભદત્ત રૂપવતી ચોપઇ** રચી છે. વળી બીજી શિષ્ય પરંપરા જે સં. ૧૮૪૬માં લખેલી જન્મપત્રિકાપદ્ધતિની પ્રતમાંથી મળે છે કેઃ—

—સં. ૧૮૪૬ શાકે ૧૭૧૨ ચૈત્ર શુ. ૪ શનિ **કીર્ત્તિરત્ન** સૂરિ શાખાયાં મહો૦ **પુન્યહર્ષ** ગણી શિ૦ મુખ્ય વા. **શાંતકુશલ** ગણિ શિષ્યમુખ્ય **અમૃતપ્રભ** ગણિ શિ૦ પં. **નયસાગરજી** ગણિ શિષ્યમુખ્ય ઉપા૦ **જયસૌભાગ્યજી** ગણિ શિ૦ પં. **ચારિત્રોદય**

મુનિ ભ્રાતૃ પં. માણુકયોદય મુનિ શિ૦ પં. મુક્તાજય મુનિ પં. કનકસિંધુ પં. ભક્તિસિંધુ પં. મુક્તિસિંધુ પં. મતિકુશલ ચિરં ઋષભદાસ વાચનાર્થં વાલોત્તરા મધ્યે ચાતુર્માંસી ચક્રે પત્ર ૨૩. કમલમુનિ.

[ પુણ્યહર્ષના શિષ્ય અભયકુશલે તે ઉપાધ્યાયજી પુણ્યહર્ષજીનું ગીત ૭ કડીનું રચ્યું છે તેમાં જણાવેલ છે કે 'પુણ્યહર્ષ ઉપાધ્યાય ગચ્છપતિની આજ્ઞા લઈ સિંધુ દેશે હાજીખાંનપુરમાં ચોમાસું રહ્યા ને ત્યાં સં. ૧૭૪૪ માં અણસણ કરી કાતી સુદ ૩ પ્રભાતે સ્વર્ગસ્થ થયા. સંઘે નિર્વાણ મહોત્સવ કરી થૂભ કરાવી તેની પ્રતિષ્ઠા માહ સુદિ ૧ દિને કરી. સંઘનાયક પંજૂ કેસૂ આસૂ ઇત્યાદિ મળી સંઘે ઘણું ખર્ચ કર્યું. ]

---

## ૮૩૩ જ્ઞાનહર્ષ.

**(૧૭૧૯) દામન્નક ચોપઈ.** સં. ૧૭૧૦ નોખામાં.

—શ્રાવિકા સજનાં પઠનાર્થં પત્ર ૫ નં. ૩૪૯૪ અભય.

---

## ૩૦૩ સુમતિહંસ. (ખ૦ જિનહર્ષ સૂરિ શિ૦ ) (૨–૧૪૦)

**(૧૭૨૦) વૈદર્ભી ચોપઇ.** સં. ૧૭૧૩ કા. શુ. ૧૪ જયતારણમાં.

**આદિ—**

સાનિધિ જસ કવિ સા સગતિ, વિગત વચન વરદાય,
સા સારદ સુપ્રસન હૂયૌ, મયા કરે મહ માય. ૧
વિનયવતી વલી ગુણવતી, સતી સિરોમણિ સાર,
**વૈદરભી** રાંણી ચરિત, પભણીસ પુન્ય પ્રકાર. ૨

**અંતે—** ધન્યાસી.

**વૈદરભી** કુખિ સીપમોનાહમ, કુમર સખર અનુરૂપ
સુરવીર વીર સામંત સોહેડૈ ભડ કુલ દીપક કુલસુધ. ૧
દિન દિન ગિરૂયાના ગુણ ગાવૌ. × ×
સતીય સિરોમણી સોહગસાંમિણિ વૈદરણી ગુણ ગાયા,
સફલ જનમ રસના પાવન થઇ, લાભ અનંતા પાયા. ૬ દિન.

શ્રી **જિનરાજ હરખ** સૂરિ રાજે, શ્રી **ખરતર** ગચ્છરાયા,
તાસ સીસ ગુણ ગાવે ભાવે, **સુમતિહંસ** ઉવઝાયા. ૭ દિન.
સંવત **સતર તેરોતરા** કાર્તિક શુદિ ચઉદિસ સુખદાય,
શ્રી **જૈતારણ** નગરી માંહિ, **વિમલનાથ** પસાય. ૮ દિન.
સીલવંતા ગુણવંતા ગાતાં, ભરીજૈ પુન્ય ભંડારા,
દિન દિન સંપદા આણંદ દોલિત, સકલ સંઘ જૈકારા. ૯ દિન.

—(૧) ઋષિ **રાઘવજી** શિ૦ ઋષિ **મનજી** લ૦ પટનાર્થે બાઇ પાંખડી સુરત બિંદિર મધ્યે સંવત ૧૮/૩ ના આસો માસે લખ્યૌ છે શનીવાસરે. (૨) ૪-૧૭ નં. ૨૪૦૭ મુક્તિ. (૩) રામલાલ સં. વીકા૦

**(૧૭૨૧) રાત્રિભોજન ચોપઈ.** સં. ૧૭૨૩ માગશરે વદ ૬ બુધ. જયતારણમાં.

**આદિ—**

સુબુદ્ધિ લબધિ નવનિધિ, સુખ સંપદ શ્રીકાર,
**પારસનાથ** પય પ્રણમતાં, વસુ જસ હુવે વિસ્તાર. ૧
શ્રી સદ્‌ગુરૂ સાંનિધિ લહી, રયણ-ભોજન-પાપ,
કહીસ સાચ વિચારશું, ભગવંત ભાખ્યો આપ. ૨

**અંતે—** ઢાલ ૨૪ ધન્યાસી.

રાત્રિભોજન દોષ દિખાયા, દીનાનાથ બતાયાજી,
અચલ નાંમ તિહાં રહવાયા, દિન દિન તેજ સવાયાજી;
ધન ધન જે નર એ વ્રત પાલે. ૧ x x
**સતરેસે તેવીસે** વરસે. હેજે હીયડો હરસે જી,
મગસિર વદિ છઠિ વર બુધિ દિવસે, ચોપી કીધી સુવિસેસે જી. ૫ ધન.
શ્રી **ખરતર** ગછ ગગન દિનંદા, શ્રી **જિનહરખ** સૂરીંદા જી,
આચારજ **જિનલબધિ** મુણીંદા, ઉદયા પૂનિમ-ચંદા જી. ૬ ધન.
શ્રી **જિનહરખ** સૂરીન્દ્ર સીસૈ, **સુમતિહંસ** સુજગીસૈ જી,
પદ ઉવઝાય ધરિ નિસિ દિવસૈ, ભાસૈ વિસવાવીસૈ જી. ૭ ધન.
**વિમલનાથ** જિણેસર પ્રાસાદે, શ્રી **જયતારણ** સુભ સાદેજી,
ઋદ્ધિ વૃદ્ધિ સદા આણંદે, સંઘ સકલ ચિર નંદેજી. ૮ ધન.

—(૧) સં. ૧૭૫૩ આસાઢ વ. ૯, ૧૦–૧૯ અનંત. નં. ૨ (૨) પૂજ ઋ૦ ખેતાજી ઋ૦ નારાયણજી શિ૦ લ૦ ઋ૦ લાલજી સં. ૧૭૬૦ જેઠ સુદ ૧૧ શની ૧૭–૧૫ નં. ૧૮ પાદરા. (૩) સં. ૧૭૬૧ અમ્હનગરે ૧૫–૧૩ નં. ૧૯૭ ઇડર ભં. (૪) સં. ૧૮૭૭ આષાઢ વ. ૮, ૨૮–૧૦ નં. ૧૨–૧૫ હવે પ્રત નં. ૮૮૧ બં. ૬૫ ગુ૦ (૫) જખૌ મધ્યે સં. ૧૮૭૭ની ચોપડી રૂપે પ્રત પત્ર ૧ થી ૧૭ મુનિ સુખસાગર પાસે.

---

## ૩૦૪ ઇંદ્રસૌભાગ્ય. (ત૦ સત્યસૌભાગ્ય શિ૦) (૨-૧૪૧)

**(૧૭૨૨) ધૂર્ત્તાખ્યાન પ્રબંધ.** સં. ૧૭૧૨ ( રવિ શૈલેંદુ )

—ગૂ. માં ગદ્ય કે પદ્ય કહી શકાતું નથી. આ. ક. પાલી. (૩૮ વે.)

[ આ કવિએ સંસ્કૃતમાં મહાવીર વિજ્ઞપ્તિ પટ્ત્રિંશિકા રાજસાગર સૂરિ રાજ્યે રચેલ છે. તે 'દિગંબરાષ્ટૈકાદશ સ્વરૂપ પ્રકાશિકા' છે એમ છેવટે જણાવ્યું છે. નં. ૨૩૭ સને ૧૮૭૩–૭૪ ભાં. ઇ. ]

---

## ૩૦૪અ ઉત્તમચંદ. (ત૦ વિદ્યાચંદ શિ૦) (૨-૧૪૨)

**(૬૫૬અ) ઉપધાન વિધિ સ્ત૦.** સં. ૧૭૧૧ શ્રા. (૨–૧૪૨)

સરસતિ સારદા રે, સીસ નમી ગુરૂ–પાય રે,
ઉપધાન–વિધિ ભાવે ભણુ રે, સાંભલતાં સુખ થાય રે;
શ્રી અરિહંતની શીખડી રે. ૧

—(૧) સં. ૧૮૦૧ પો. વ. ૭ ને અમાસ ૫–૧૪ દા. ૮૨ નં. ૧૬૧ હા. (૨) સં. ૧૮૩૬ પો. વ. ૪ સોમે ૬–૧૨ દા. ૮૩ નં. ૧૦૪ હા૦

**(૧૭૨૩) વીશી.**

પરોહિતીઆની ઢાલ.

શ્રી સીમંધિર મુઝ મનિ માંનીઉ જી, પર–ઉપગારી પરધાન રે,
આસ્યા–પૂરણ એ જિન ઉલગઉ રે, જિઉં પામઉ અવિચલ
થાન રે. ૧ શ્રી. × ×

રૂખમણી વર વખતિ મિલ્યોજી, તઉ પહુતી સઘલી આસ રે,
ઉત્તમચંદ માગઇ એતલઉં જી, કરયો તુહારો દાસ રે. ૫ શ્રી.
—પ્રતમાં મહાભદ્ર ગીત સુધી છે. પછી નથી. ૩-૧૭ જશ૦

---

## ૮૩૩ક ભાણુવિજય.

(૧૭૨૩ક) વિજયાણંદ સૂરિ સ૦. સં. ૧૭૧૧

---

## ૮૩૪ બુદ્ધિવિજય. (ત૦)

(૧૭૨૪) જીવવિચાર સ્ત૦ સં. ૧૭૧૨ આ. સુ. ૧૦
—લિ. પં. લક્ષ્મીવિજય સુરત બંદર મધ્યે પત્ર ૨ થી ૫ ગૂ. નં. ૪૮૪ અભય.

---

## ૩૦૫ અભયસોમ (ખ. સોમસુંદર શિ.) (૨-૧૪૨)

(૬૫૮) વિક્રમચરિત્ર ખાપરા ચો. સં. ૧૭૨૩ સીરોહી (૨-૧૪૩)
—ઢાલ ૨૮ સર્વગાથા ૨૮૮ સં. ૧૭૬૫ વૈ. વ. ૮ રવિ પાટણ મધ્યે ઉત્તમવિજય લિ. ૧૨-૧૩ બી. ડી. ૧૯૬ રો. એ. નં. ૧૯૬૦.
(૬૫૯) વિક્રમચરિત્ર લીલાવતી ચો. સં. ૧૭૨૪ (૨-૧૪૪)
—(૧) પુંગેલી ગ્રામે સં. ૧૭૬૪ વૈ. વ. ૧૩, ૮-૧૬ નં. ૧૬૭ ગો. ના. (૨) લ૦ ઋ૦ વદીચંદ કુવામપુર મધ્યે સં. ૧૮૭૨ ચૈ. શુ. ૧૨, ૧૦-૧૮ પો. ૪૧ નં. ૨૧૮ ઝીં. (૩) સં. ૧૮૫૬ શાકે ૧૭૨૧ માઘ શુ. ૩ સોમે બદડા મધ્યે શ્રીચંદ્રપ્રભુ પ્રસાદાત્ લિ૦ મુનિં જિણચંદ૦ ૧૫-૧૫ નં. ૪૯૭ મ. જૈ. વિ. (૪) ૧૯-૧૨ દા. ૧૬ નં. ૧૨ ઘોઘા ભં. (૫-૬) પત્ર ૮ પો. ૧૧ નં. ૧૦૭૫; ચોબોલી ચોપાઈ પં. તિલકવિજય શિ. નરેંદ્રવિજય શિ. જસવિજય લિ૦ પત્ર ૧૩ નં. ૩૮૩૩ અભય. (૭) પત્ર ૧૧ નં. ૨૦૦૯ જિ૦ ચા૦ (૮) સં. ૧૯૭૫ વૈ. શુ. ૭ લિ૦ રિપ કુસના ડડાપુર મધ્યે ૧૪-૧૩ નં.

૪૭૭ મ. જૈ. વિ. (૯) સં. ૧૮૬૭ મૃગસર સુદ ૩ ગુરૂ લિ. નિઆ-જનયરે ૧૩-૧૫ નં. ૪૪૬ વિ. ને. (૧૦) સં. ૧૮૭૭ ફા. શુ. ૧૦ બુધે ખરતર ગચ્છે ભટ્ટારકયા ગુરૂ અમરચંદ શિ. મનસંઘ શિ. ...ચંદ લિ. જમીદાર રૂગ...ખાનજી આફ કપુરખાનજી ૬૪-૯ અશુદ્ધ પો. ૧૨૬ મો. સુરત (૧૧) સં. ૧૮૭૯ પ્ર. ચૈ. વ. ૪ લિ. પદ્મહંસેન ભત્રીજ ફૂરસહંસ વાંચનાર્થં ૧૮-૧૩ નં. ૪૫૭૫ વિ. ને. (૧૨) લ૦ કૃષ્ણનગર મધ્યે બૃ૦ ખ૦ ગચ્છે જિનલલિતસૂરિ શાખાયાં તેના શિ૦ કૃપારામ શિ. શિવચંદ લિ૦ ૨૬-૯ નં. ૫૫-૨૪ ગુ૦ (૧૩) નં. ૪૫ સને ૧૮૭૭-૭૮ ભાં. ઇં. (૧૪) ચૌબોલી ચોપઈ સંપૂર્ણ સં. ૧૭૮૮ ફા. શુ. ૧૪ લિ૦ અહિપુર મધ્યે પત્ર ૯ જયપુર.

**(૬૬૦) માનતુંગ માનવતીની ચોપઈ** સં. ૧૭૨૭ અષાઢ શુ. ૨ ગુરૂ

આદિ— દુહા.

પ્રણમું માતા સરસતી, પ્રણમું સદ્દગુરૂ-પાઇ;
મૂરખથી પંડિત કરઇ, જસ જગમેં કહિવાઇ. ૧
કથા સરિસ ને કવિવયણ, કેલવીઆ બહુ મિઠ;
સાકર દ્રાખ અમી થકી, મૈં તો અધિકા દિઠ. ૨
ધરમ અનેક પ્રકાર છૈ, સાચ સમો નહિ કોઇ;
બોલણહારો સાચનો, વિરલો કોઇક જોઇ. ૩
**માનવતી** વાંકો કહ્યો, સમો હુઉ અવસાંણ;
**માનતુંગ** આગલિ મેલ્યાં, તણનો રહીગો માંણ. ૪
કહું કથા હિવ તેહની, જિમ હુઇ જ્યાં માહિ;
સાવધાન થઇ સાંભલો, સુરતા મન ધન વાહિ. ૫

અંતે— ઢાલ ૧૪ ધન્યાસી.

રાજા સાંભલિ સાધુ મુખઇ રલી, પાંમી વિસમૌ ચિતઇ મનરલી;
દેખ્યા મહિમા સાચ તણી કરઇ, સંસારના તે સુખ પામી
સયલ ભવસાગર તરઇ. ૧

સંવત સતરૈ સતવીસે ધુરૈ, સુદિ આસાઢ બીજ દિનૈ ગુરઇ;
ખરતર સહગુરૂ જિણચંદ જયકર, તેહનૈ સજૈ સોહગસુંદર. ૨
સુંદર સોમસુંદર પ્રસાદે, અભયસોમ ઇણિપરિ કહૈ;
એ સરસ કહિનૈ કથા દાખી, ભેદ મતિમંદિર લહૈ. ૩

—(૧) સંવત ૧૭૮૬ વર્ષે કા. વ. ૨ પં. પૂરણપ્રભ લિ૦ ધાણાવસ મધ્યે. પત્ર ૧૧૫ થી ૧૨૩ એક ગુટકો અનંત નં. ૨. (૨) સં. ૧૭૫૧ કા. શુ. ૧૪ બેગડા ગચ્છે જિનસુંદર સૂરિ રાજ્યે પત્ર ૭ પો. ૬૭ જય. (૩) સં. ૧૭૮૦ ચૈ. શુ. ૪ સરસા મધ્યે હિંદુરાજેન લિ. પત્ર ૬ પો. ૬૭ જય. (૪) સં. ૧૭૯૯ ચૈ. શુ. ૧૩ વીકાનેર મધ્યે પત્ર ૧૨ પો. ૬૯ જય. (૫) સં. ૧૭૮૦ કા. શુ. ૭ શુક્ર મુલતાણ મધ્યે ભુવનવિશાલ લિ. પત્ર ૧૦ પો. ૮૨ નં. ૨૦૬૭ જિ૦ ચા૦ (૬) ગ્રં. ૩૦૦ સં. ૧૭૮૫ શ્રા. શુ. ૫ પં. મયાવલભ લિ. પત્ર ૯ પો. ૬૬ જય૦ (૭) સં. ૧૮૬૦ આ. શુ. ૬ પાલી મધ્યે પત્ર ૯ પો. ૪૨ નં. ૭૪૬ કૃપા૦ (૮) સં. ૧૮૭૯ મીતી જેઠ વદ ૨, ૧૩–૧૪ વિ.ને. (૯) સં. ૧૮૨૭ શાકે ૧૬૯૩ ભાદ્ર. વ. ૧ ચંદ્રવાસરે પં. દોલતહર્ષ શિષ્ય મયાહર્ષ લિખિતં છાત્ર રૂપજી તસ્ય વાચક ચિરંજીવ.–રો. એ. સો. મુંબઇ (૧૦) સં. ૧૮૪૭ ફા૦ શુદિ ૩ સોમવારે ૧૫–૯ નં. ૧૩–૨૩ ગુ૦ (૧૧) લિ૦ મથેન મયાનંદ વિક્રમનગરે સં. ૧૭૯૫ કા. શુ. ૮ રો. એ. સો. મુંબઇ

**(૧૭૨૫) વસ્તુપાલ તેજપાલ ચોપઇ સં. ૧૭૨૯ શ્રાવણ.**

આદિ—

જિનવાણી મુખિ સારદા, પ્રણમું તોરા પાઇ;
ધ્યાંન ધરૂં ચિત લાઇનૈ, સુપ્રસન થાજ્યો માઇ. ૧
તુંગીનયર વખાંણીયા, શ્રાવક શ્રી ભગવંત;
શ્રેણિક કોણિક સારિખા, દસ ઉપાસક તંત. ૨
જયવતી સુલસા જિસી, વલિ રેવતી ઉદાર;
ભાવ ભલેરઇ શ્રાવિકા, સૂત્ર માંહિ અધિકાર. ૩

આજ ઘણું પંચમ અરઉં, જોર વહઇ અસરાલ;
ઇણ માંહે જિણ નામ ગઉ, કીધઉ તે ઢીચાલ. ૪
કરઇ એક કર જૂતિ જે, તેહનઉં નામઉ થાઇ;
સગલી કરણી જે સમથ, જગ જસવાસ કહાઇ. ૫
જિનસાસન જગિ સોહકર, **વસ્તુપાલ તેજપાલ;**
તે હૂંઆ ઇણ પંચમઇ, કહિસું વાત રસાલ. ૬
ગરવ કરઇ કેઇ માંનવી, મ્હે વડા સંસારિ;
લહુડ વડાઇ કયું નહી, ગુણ વડ્ડા નિરધાર. ૭
જાતિ ભલી તઉ પિણ ઇહાં, રાતિ વડી કહિવાઇ;
જગમાહે કરતૂતિથી, વદીઅઇ વડપણ માહિ. ૮
કુણ માતા કુણ છૈ પિતા, કેહી ધરની આથિ;
જાહુ પામઇ સંસારમઇ, હુવઇ પુણ્યજ સુહાથિ. ૯

અંતે—

સરગ પુહતા તિહાં કિણ સુખૈ, ઇહાં થકી જે કિયો સાથિરે;
ઓછ નહી કાઇ કરણીયેં, ભરિ ભરિ લે ગયા બાથરે. ૬ એ.
પારૂ **તેજલ** ગુણે પ્રગટીયેં, દૂસરો પૂનિમચંદરે;
કુલ ઉજવાલણ કરણીયેં, માત **કવરાં** કેરૌ નંદરે ૭ એ.
**તેજલ** રાજ આંના ધરે, મંત્રિ મહા સિરદારરે;
અમર હૂઆ જગ માંહિ જે, કલિજુગ વિસમી અવારરે. ૮ એ.
પોરવાડ વંસે એ ધોગે ધડે, કુણ જગિ કીજૈ એહની સમવડે,
ગુરૂ મુખિ સંભલિ લોક મુખે સુણી, ચરિત થકી પિણ રાસ કહ્યું ભણી;
કહ્યા ઇ ભણિનૈ રાસ રંગૈ, **સતરહસેં ગુણતીસ એ,**
શ્રાંવણે **ખરતરે** ગચ્છ સોહૈ, શ્રી **જિણચંદ** અધીસ એ,
વાંચનાચારિજ **સોમસુંદર અભયસોમે** ઉપદિસી,
એ કથા સુંદર **મતિમંદિર**, સગુણને હીયડે વસી. ૧

—(૧) સંવત્ ૧૭૪૧ જેષ્ટ સુદિ ૮ રવિ. પં. ધર્મસાગર ચિરં કેસરવાંચનાર્થં. સોઝિત મધ્યે પં. રંગસમુદ્રેણ લિ૦ ૭–૧૯ નં. ૩૩૦૨

વિ. ને. (૨) સં. ૧૭૩૬ જે. વ. ૧૪ બગિલવા ગામે રંગસમુદ્ર લિ૦ પત્ર ૭ પો. ૮૦ નં. ૧૯૭૨ જિ. ચા.

---

## ૩૦૬ ઉત્તમસાગર (ત. કુશલસાગર શિ.) (૨-૧૪૭)

**(૬૬૧) ત્રિભુવનકુમાર રાસ** સં. ૧૭૧૨ પોરબંદર (૨-૧૪૭)

—(૧) સં. ૧૭૨૪ કા. શુ. ૧૩, ૨૬-૧૫ પ્રથમનાં બે પત્ર નથી પો. ૧૦ નં. ૭ જિનદત્ત. મુંબઇ (૨) સં. ૧૭૫૬ ચૈત્ર લનોધ બંદિરે પં. વિનયવિજય ગ૦ લિ૦ ૧૮-૧૬ નં. ૩૨૫૧ વિ. ને. (૩) પં. જૈ. શ્વે. બં. જયપુર (૪) લ. વકીલ વરજલાલ વેણીદાસ ખેડા મધ્યે સં. ૧૯૨૮ માગ૦ શુ. ૪ શુક્રે ૨૯-૧૫ દા. ૮ નં. ૯૮ ખેડા ભં.

---

## ૨૯૫-૩૦૭ આણંદ-આણંદવર્દ્ધન (ખ૦) બંને એક (૨-૧૨૪ અને ૧૪૯)

**(૬૬૨) + ચોવીશી-૨૪ જિન ગીત ભાસ** સં. ૧૭૧૨ (૨-૧૪૯)

—(૧) સં. ૧૭૨૯ ચૈ. સુ. ૧૧ ભોમે લિ૦ ૬-૧૨ જશ૦ (૨) જિનવિજય પઠનાર્થં ગ. રંગવિજય લ૦ સં. ૧૭૩૫ માહા વ. ૯ પત્ર ૫ નં. ૩૪૫ પ્ર૦ કા૦ (૩) સં. ૧૭૪૨ પત્ર ૩ પ્રત નં. ૨૨૫૬ લીં. (૪-૫) ૪-૧૪ દા. ૮૨ નં. ૧૨૮, ૫-૧૪ દા. ૮૨ નં. ૧૪૦ હા૦

---

## ૮૩૫-૩૦૭અ લબ્ધિરૂચિ (૨-૧૫૦)

**(૧૯૨૬) ચંદરાજા ચોપઇ** સં. ૧૭૦૭ કા. શુ. ૧૩ ગુરૂ

—પં. મહિમાસાગર-રંગસાગર શિ. મુનિસાગરેણ લિ૦ (પ્રસિદ્ધસાગર પ્રાસાદાત્) પત્ર ૬૬ પોથી નં. ૧૩ જેસ૦

---

## ૩૦૮ વૃદ્ધિવિજય (ત. રત્ન–સત્યવિજય શિ.) (૨–૧૫૦)

**(૧૭૨૭) ત્રિષષ્ઠી શલાકા પુરૂષ વિચાર સ્ત૦** સં. ૧૭૧૨

**અંતે—**

સંવત **શશી શાયર રવીઇં,** જિન સ્તવીયા કરજોડી કવીઇ,
ભણઇ ગુણઇ જે સાંભલિય, તસ ઘર આંગણિ સુરતરૂ ફલિય;
સકલ પંડિત શિરશેખરૂએ, મહિમામંદિર **ધનહર્ષ** ગુરૂ એ,
**રતનવિજય સત્યવિજય** વરૂ એ, તસ સેવક **વૃદ્ધિ** આણંદકરૂ એ.

કલશ.

જય સયલ જિનવર સયલ સુખકર સયલ સેવિત સુરવરૂ,
તપગચ્છ અધિપતિ નમે નરપતિં **વિજયાણંદ** સૂરીશ્વરૂ;
તસ પટ્ટદીપક કાંમજીપક **વિજયરાજ** સૂર ગણધરૂ,
બુધ **રત્નવિજય સત્ય** કેરો **વૃદ્ધિવિજય** મંગલકરૂ.
—રા. એ. સો. મું.

**(૬૬૨ ગ) નવતત્ત્વ વિચાર સ્ત.** સં. ૧૭૧૩

—(૧–૩) સં. ૧૯૦૦ પત્ર ૪, પત્ર ૪ નં. ૧૯૮૫ અને સં. ૧૯૨૨ પત્ર ૭ નં. ૩૫૪૫ લીં.

(ઉપદેશમાલા પર બાલા૦ સં. ૧૭૨૩ માં સુરતમાં ઉપા૦ યશોવિજયની સહાયથી રચ્યો છે. સં. ૧૭૮૧ પત્ર ૩૫ થી ૨૭૫ નં. ૬૩૫ લીં.)

---

## (૩૬) સિદ્ધિવિજય (ત. હીરવિજયસૂરિ–શુભવિજય–ભાવવિજય શિ.)

**(૧૭૨૮) સીમંધર જિન સ્તવ.** ૧૦૬ કડી સં. ૧૭૧૩ શુદ ૭ શુક્ર. તયરવાડામાં.

અનંત ચઉવીસી જિન નમું, સિદ્ધ અનંતી કોડિ,
કેવલનાંણી થિવર સવિ, વંદુ બે કરજોડિ ૧

બઈ કોડી કેવલધરા, વિહરમાંણ જિન વીસ,
સહસ કોડી યુગલ નમું, સાધુ સવે નિસદીસ. ૨××
ધન ધન તે જીહા તે તુમ્હ ગુણ નિત ગાય,
જસ કુલ અજૂઆલ્યું ધન તે માય નેં તાય. ૧૦૩
**વડલી**નો વાસી વ્યવહારી શુભચિત્ત,
ગેલ્હા કુલ દીવો **અમીચંદ** સુપવિત્ત,
સંવેગી સૂધો કીધા ત્યાગ સચિત્ત,
એહ તવન રચ્યુ મઈ ભણવા તેહ નિમિત્ત ૧૦૪
સંવત **સત્તરસિં તેરોત્તર** શુભ (શુચિ) માસ,
સુદિ સાતમ શુક્રિ સ્વાતિ યોગ શુભ તાસ,
સૂરિ **વિજયપ્રભ** રાજઈ ચિત્ત ઉલ્લાસ
**તપરવાડા** માહિં થુણીઓ રહી ચઉમાસ ૧૦૫

કલશ

તપગચ્છ અંબર અરૂણ ઉદયો શ્રી **હીરવિજય** સૂરીસરો
નિજ હસ્તદીક્ષિત સુપરિ શિક્ષિત શ્રી **શુભવિજય કવીસરો**
તસ ચરણપંકજ પ્રવર મધુકર **ભાવવિજય** બુધ સુંદરો,
**સિદ્ધિવિજય** કહઈ સ્વામિ સંપ્રત ભવિક જિન મંગલકરો

—(૧) સુશ્રાવક સા શ્રી પદલમજી સા પઠનાર્થં ૯-૯ દા. ૨૦ નં. ૨૮ સીમંધર. (૨) ગાથા ૧૦૯ પત્ર ૬ નં. ૩૦૪ પ્ર. કા. (૩) મહો. ઉદયવિજય શિ. પં. નયવિજય ગણિ શિ. પં. ભાણ-વિજય ગણિ શિ. મુનિ કલ્યાણવિજય લિ. શ્રાવિકા વેલબાઈ પઠનાર્થં સં. ૧૭૮૧ વર્ષે આ. ક. અમદાવાદ.

**(૧૭૨૮ક) મહાવીર સ્ત. સ. ૧૭૧૩**

---

## ૮૩૭ માણેકવિમલ (ત. દેવવિમલ શિ૦)

**(૧૭૨૯) શાશ્વત જિન ભુવન સ્ત૦** કડી ૮૫ સં. ૧૭૧૪ કા. શુ. ૧૦ ગુરૂ સમીમાં

વીર જિણેસર પાય નમી, પ્રણમી સારદ માય
તાસ તણે સુપસાઉલે, ગાસ્યું શ્રી જિનરાય ૧
અતીત અનાગત વર્ત્તમાંન, ચોવીસી ત્રિહું સાર
બહુત્તરિ તીર્થંકર નમું, ટાલી પાપવિકાર. ૨××

માલંતડી

સંવત સતર ચઉદોત્તરઈં, કાતી સુદિ ગુરૂવાર, સુણિ સુંદરી
દશમી દિન મઈં ગાઇયા એ, માલંતડી, સમીનયર મઝારિ, સુ. ૮૩
પઢે ગણે જે સાંભલઈ એ, મા. તસ ઘરિ નવનિધિ થાય.

કલશ

ઇમ સાસય જિનવર સકલસુખકર સંથુણ્યા ત્રિભુવનધણી
ભવમોહવારણ સુખકારણ વંછિતપૂરણ સુરમણી
તપગચ્છનાયક સુખદાયક વિજયપ્રભ સૂરિ દિનમણી
કવિ દેવવિમલવિનેય માણિકવિમલ સુખ સંપતિ ઘણી. ૮૫

—સં. ૧૮૩૫ શક ૧૬૯૭ વૈ. શુ. ૨ દિને શ્રાવિકા ઇચ્છિ લખાવિતં પશાગરિ જિવશરિજી ઉપદેશાત્ ૬-૧૨ નં. ૮૬ પાદરા

---

## ૩૧૦ ગજકુશલ (ત. દર્શનકુશલ શિ.) (૨-૧૫૩)

**(૬૬૫) ગુણાવલી ગુણકરંડ રાસ** સં. ૧૭૧૪ (૨-૧૫૩)

—(૧) દાનાદિ ધર્મ વિષયે લિ૦ વીરસાગર ગણિ શિ૦ ગણિ ભાવસાગરેણ સં. ૧૭૨૩ વૈ. શુદ્ધ દ્વિતીયા ઘસ્રે. ૧૭-૧૬ ખેડા ભં. ૩ (૨) સં. ૧૭૭૩ આ. વ. ૪ ગણિ રામસાગર લ. ૧૩-૧૫ ગો. ના. (૩) પત્ર ૧૭ પો. ૬૭ જય૦ (૫) ૧૮૦૯ ભા. વ. ૧૧ સોમે લ૦ પાલીતાણા મધ્યે મુનિ ધરમવિમલ ૨૩-૧૪ દા. ૧૭ વી. ઉ. (૫) સં. ૧૮૪૭ આશો શુદ્ધા ૧ શુક્રે ૨૯-૧૨ નં. ૪૫૭૭ વિ. ને. (૬) ૧૬-૧૬ પો. ૧૮ વડા ચૌટા ઉ૦ (૭) સં, ૧૭૫૬ જ્યેષ્ઠ સુદિ ૫ રવૌ લિ. ભુજનગર મધ્યે મુ૦ દીપસાગર શિ. મુ. હેમસાગર વિજયસાગર ૧૪-૧૫ મુનિ સુખસાગર.

---

## ૩૧૧ પદ્મચંદ્ર (ખ. પદ્મરંગ શિ.) (૨-૧૫૫)

(૬૬૬) જંબૂસ્વામી રાસ સં. ૧૭૧૪ સરસામાં (૨-૧૫૫)
—(૧) ૪૫-૧૭ નં. ૧૨-૩ ગુ. (૨) મુક્તજી સં. વીકા:

---

## ૩૧૨ પદ્મવિજય (૨) (ત. શુભવિજય શિ.) (૨-૧૫૮)

(૧૭૩૦) શ્રીપાલરાસ સં. ૧૭૨૬ ચૈ. સુ. ૧૫ કુંજવાર સાદડીમાં
—સં. ૧૭૨૬ ચૈ. શુ. ૧૫ કર્ત્તાની પોતાની લખેલ પ્રતિ
પત્ર ૪૯ પો. ૧૩ નં. ૧૩૭ અભય.

---

## ૮૩૮ ઉદયચંદ (આં. વિજયચંદ શિ.)

(૧૭૩૧) માણિકકુમરની ચઉપઇ સં. ૧૭૧૪ ફા. શુ. શનિ
આદિ

સિદ્ધારથ-કુલિ તિલઉ, ત્રિભોવન-નયણાનંદ
વર્દ્ધમાન જિનવર નમું, દરસણિ પરમાણુંદ ૧
શ્રી ગૌતમ ગણપતિ નમું, લબધિ તણુઉ નિવાસ
શ્રી સરસતિ સહિગુરૂ નમું, રિદય કમલિ સુવાસ ૨
સીલ તણા ગુણ વર્ણવું, સાંભલજ્યો ચિત્ત દેય
સીલવતીઈ સુખ લહ્યાં, કીઉ નિજભવ-છેહ. ૩
ગિરૂઆ ગ્રંથમાહિ કહઇ, નવઈ રસ નિસંક,
મતિ (અનુ) સારૂ મિ કહ્યઉ, મત કાઢઉ કોઇ વંક. ૪

### श्लोक

शृंगार हास्य करुणा रौद्र वीर भयानकाः
बीभत्साद्भुतशांताश्च नवैते रसाः स्मृताः ५

દૂહો ૧ સોરઠીક

દૂહા દગડા નઈ દામ, મેલસ્યઈ તે જાંણુસ્યઈ,
વ્યાઈ તણુઉ વિરાંમ, વાંઝિ ન જાણઇ વીઝરા. ૬

દૂહા

અનુભવી મિ નહી, નયણે ન દીઠઉ જેહ,
સાંભલ્યાથી સવિ કહું, ગ્રંથ અણુસારહ લેહ. ૭
વ્રત સારથક વલી તેહનાં, જે પાલઈ જગિ સીલ,
અહિ લોકિ અધિક જસ, પરભવિ પામઇ લીલ. ૮
ગામ નામ કરણી સુણઉ, છંડી આલશ અંગિ,
ઉપગાર માનીસ ઇતિ ઘણઉ, કહી સકશ મનરંગિ. ૯

**અંતે—** રાગ ધન્યાસી

દાન શીલ તપ ભાવનાએ, ધર્મમાહિ મુખિ સીલ,
જગમિં જસ ઝગમગઈએ, સુખ સંપદ સહી લીલ. ૧૬ દાન૦
**સંવત સતર ચઉદોતરઇએ**, શુદિ ફાગણ સુભ માસિ દા૦
શનિ રોહણિ સુભ ઘડીએ, કીઉ સંબંધ ઉલાસિ. ૧૭ દા.
યુગપ્રધાન ગચ્છધણીએ, શ્રી **કલ્યાણસાગર** સૂરિંદ દા.
આચાર્ય ગુણ આગલા એ, ચતુરાં માહિ સિણગાર. ૧૮ દા.
**અમરસાગર** નઈ અમલમિં એ, કીઉ એ ઉપગાર દા૦
**વિજયચંદ** શિષ્ય ઇમ ભણઈએ, ઉદયચંદ આણંદિ. દા૦
સયલ સિદ્ધિ આવી મિલઈએ, જિઉ **માણિક** નરિંદ. ૧૯ દા.

—(૧) મુનિ પદ્મચંદ્ર ગણિ ૨૭-૧૫ નં. ૪૯૫ મ૦ જૈ. વિ. (૨) ૨૭-૧૫ નં. ૫૩૧ તથા ૬૩૨ મળીને મ. જૈ. વિ.

---

## ૩૧૩-૩૧૮ કેસરકુશલ (૨-૧૫૮ અને ૧૭૪.)

**(૬૬૮-૬૭૪)+જગડુ પ્રબંધ રાસ** સં. ૧૭૧૬ (૨-૧૫૮ અને ૧૭૪)

---

## ૩૧૪ વિદ્યારુચિ (ત. ઉદયરુચિ-હર્ષરુચિ શિ.) (૨-૧૫૯)

**(૬૬૯) ચંદરાજા રાસ** સં. ૧૭૧૧ થી ૧૭, શરૂ ભિન્નમાલમાં (૨-૧૫૯)

—(૧) સં. ૧૭૭૭ વૈ. શુ. ૨ બુધ મેડપીચલ અમીચંદ લિ. પત્ર ૭૯ પો. ૧૩ અભય. (૨) સં. ૧૮૨૩ શાકે ૧૬૮૮ વૈ. વ. ૫ ભોમે (૮૦-૧૬ દા. ૪૪ નં. ૪ સંઘ ભં. પાલણપુર (૩) સં. ૧૮૫૨ ભા. વ. ૪ સીતારામ જતી લિ. પત્ર ૨ થી ૯૪ પો. ૯ અબીર. (૪-૫) સં. ૧૮૬૬ ફા. શુ. શુ. ૭ શનિવારે પં. ગુણકલ્યાણ પં. વખતા શિ. દેવરાજ વાચનાર્થં મરોટ મધ્યે પત્ર ૯૮ નં. ૨૪૩૧, તથા સં. ૧૮૭૬ અષાડ વ. ૧૨ હાજીખાન દેરા મધ્યે પં. ગુણ-નિંધાન શિ. પં. શ્રીચંદ લિ. પત્ર ૬૨ નં. ૨૪૩૨ અભય. (૬) નાગપુર મધ્યે ૯૭-૧૧ પો. ૧૨૭ મો. સુરત (૭) પં. માણિક્ય-વિજયેન લિ. ૫૭-૧૮ દા. ૬૩ નં. ૧૪ સંઘ ભં. પાલણપુર.

---

## ૩૧૫ જયરંગ-જેતસી (જિનભદ્રસૂરિ શાખા) (૨-૧૬૫)

**(૬૭૦) અમરસેન વયરસેન ચોપઇ.** સુધારો સં. ૧૭૧૭ (૨-૧૬૫)

—(૧) એક ૩૯ પત્રની પ્રતમાં ૧ થી ૧૧ પત્રમાં આ કૃતિ લખાઈ છે સર્વ ગાથા ૨૭૭ ઢાલ શ્લોક-ગણુને અંથાગ્રંથ ૩૯૨ સંવત્ ૧૭૮૮ વર્ષે મિતી ભાદ્રવા વદિ ૨ લિખિતં પં. જયહેમેન. અનંત. નં. ૨ (૨-૩) સં. ૧૭૭૪ શાકે ૧૬૩૯ પ્ર૦ કા. શુ. કાશાલી મધ્યે વા. ચારિત્રચંદ્ર શિ. સુમતિશાલેન લિ. ૧૫-૧૪ નં. ૪૫૦૨, તથા ૪-૨૩ નં. ૪૫૦૩ વિ. ને. (૪) ૪-૨૧ નં. ૧૦૭૯ જૈ. એ. ઇ. (૫) ૯-૧૭ મુનિ સુખસાગર (૬) સં. ૧૭૨૪ આસોજ વદિ ૯ શ્રી નલલક્ષિકા ગ્રામે શ્રી બૃ. ખ. જિનભદ્ર સૂરિ-શાખાયાં ઉ૦ પુણ્યકલસ ગણિમણીનાં શિષ્ય પં. શ્રી જયરંગ ગણીનાં શિષ્યેણુ પં. તિલકચંદ્રેણુ ગણિના ચતુઃપદિકા લિ૦ પં. અમરસી-યુતેન ચતુ-ર્માસી વિહિતા લુણીઆ ગોત્રમંડન શ્રા૦ સાહ શ્રી રતનસી પુત્રરત્ન સાહ કુંઅરપાલ પુત્રરત્ન લાખણસી ખીમરાજ સૂરિજમલ્લ દયાલ-દાસ દેવીદાસ સપરિવાર પઠનાર્થં. અં. ૪૨૫ એક ગુટકો નાહટા.

**(૬૭૧)+કયવન્ના રાસ સં. ૧૭૨૧ વિકાનેર (૨-૧૬૫)**

—(૧) સં. ૧૭૯૬ આસો વદિ ૪ મંગલે લિ. લાડોલમાં રૂપૈઆ ૨ આયપદ થયા ॥ વિવેકવિમલ-નિત્યવિમલ-રતનવિમલ-રાજવિમલ-જોત્યવિમલેન લાડોલમાં ચોમાસું રહ્યા ત્યારે. નં ૩૪૦ સને ૧૮૭૧-૭૨ ભાં. ઈ. (૨) સં. ૧૭૯૮ આસૂ સુદિ ૯ પત્ર ૫ થી ૨૧ પો. ૧૧ નં. ૧૦૧૨ અભય. (૩) પત્ર ૧૭ પો. ૧૦ ચતુ. (૪) સં. ૧૭૫૭ ચૈ. શુ. ૩ પત્ર ૨૯ પો. ૯ અબીર. (૫) સં. ૧૭૭૮ આસો ૧ વીકાનેર કનકરત્નેન લિ. પત્ર ૨૮ પો. ૪૫ નં. ૭૯૭ કૃપા. (૬) સં. ૧૮૦૨ આ. શુ. ૩ સક્કીનગરે સુખહેમ લિ. પત્ર ૧૫ પો. ૮૧ નં. ૨૦૫૫ જિ. ચા. (૭) સં. ૧૯૦૩ ફા. વ. ૧૫ ફલોધી પુનમચંદ લિ. પત્ર ૩૦ પો. ૩ મહર. ભં. (૮) સં. ૧૮૪૪ માઘ વ. ૫ બુધે લિખાપિતં આરજા ઇંદ્રસરી પાલીતાણા મધ્યે ૩૩-૧૨ દા. ૬૩ નં. ૨૮ હા. સં. ૧૮૪૩ જે. શુ. ૧ શુક્રે પ્રેમવિજય લિ. પાદરા શાંતિનાથ પ્રસાદાત્ અનંત. (૧૦) પં. લાવણ્યશીલ ગણી શિ૦ સુંદરશીલ ભ્રાતા વલ્લભશીલેન લ૦ દંતીપાટક નગરે યુગાદિનાથ પ્રસાદાત્ સંવત ૧૮૦૦ માર્ગશિર્ષ વ. ૭ રવિસુતવારે ૨૧-૧૬ જશ. (૧૧) સં. ૧૮૧૯ ચૈત્ર વદિ ૨ (તપગચ્છ) પં. શુભવિજય ગણી પં. જયવિજય ગ. પં. નિત્યવિજય ગણી પં. ખેમાવિજય ગણી પં. લાલવિજય ગણી પં. રાઘવિજય ગણી પં. વિનયવિજય લિ૦ ચેલા મણિવિજય અર્થે દેસ કાકરેચી મધ્યે ગામ રાણકપુર ચોમાસું રહાતા તારે લખ્યો હતો સહી ૨૪-૧૭ દા. ૩૬ ડા. પાલણ. (૧૨) સં. ૧૮૧૯ અષાઢ વદિ ૧૩ રવૌ શ્રી સૂરતિ બિંદિર મધ્યે લિ. વા. જયચંદ્ર ગણિના ૨૩-૧૬ દા. ૨૦ નં. ૨૧ સિમંધર. (૧૩) સં. ૧૮૬૦ પોસ વદ ૩ ગુરૂ લિ. મોહનકીર્તિ દેવગઢ નગરે રાવજીક ગોકલદાસજીરા રાજમાંહે લિપિ છે. પંન્યાસ લક્ષ્મીકીર્તિ ચેલા દેવિન્દ્રકીર્તિ ચેલા મોહનકીર્તિ લિ. ૧૭-૧૬ નં. ૩૩૨૦ જૈનાનન્દ. (૧૪) સં. ૧૮૮૫ આસો વદ ૧૧ શનિ ॥ લિ. પં. ઊમેદ-સાગર ચાંણોદ નગરે ॥ સાહજી શ્રી ધરમચંદજીરે પુસ્તીકા લક્ષંતે

પાટણ નગરેના રેવાસી. એક ચોપડો જશ. (૧૫) સં. ૧૮૧૮ ચૈત્ર વદ ૨ શના લિ૦ કચ્છદેસે કોઠી પથકે આસંબીઆ મધ્યે લિ. પં. પ્રીતસાગર શિ. વિવેકસાગર શિ. રંગસાગર ભાઈ ચારિત્રસાગરેણ સહિતેન લિ૦ ૧૮-૧૭ નં ૪૬૬ મ. જૈ. વિ. (૧૬) ગાથા ૫૬૨ ઢાલ ૩૧ અંચલ ગચ્છે કાડાકરા મધે મુ. ધર્મહર્ષ ગણિ લિખિતં ૧૯-૧૮ નં. ૪૮૬ મ. જૈ. વિ. (૧૭) સં. ૧૭૮૦ ભા. વ. ૫ ભૃગુવારે રાડધરા મધ્યે ચતુર્માસી ખરતર ગચ્છે ભટારકીયા કીર્તિરત્નસુરિ-શાખાયાં મહો૦ લલિતકીર્તિ ગણિ શિષ્ય ઉ. પુન્યહર્ષ શિષ્ય વા. શાંતિકુશલ ગણિ શિષ્ય પૂરણપ્રભ શિષ્ય મોટા ગિરધર વાચનાર્થે. ૧૭-૧૫ અનંત નં. ૨. (૧૮) સં. ૧૭૮૬ માર્ગશીર્ષ શુ. ૭ પં. પૂરણપ્રભ લિપીચક્રે શ્રી ધરણાવસ મધ્યે ૧૮-૧૫ અનંત નં. ૨. (૧૯) એક ૫૩ પત્રની પ્રતમાં પત્ર ૨૫ થી ૪૫ માં આ કૃતિ છે. અનંત નં. ૨. (૨૦) સં. ૧૮૫૭ ચૈત્ર સુદિ ૫ દિને લ. પં. ગુલાબરત્ન શિ. ધરમરત્ન નડીયા(દ) નગર મધ્યે. ૨૬-૧૨ ખેડા નં. ૩. (૨૧) ૧૪-૧૮ રાજકોટ મોટા સંઘનો ભં. (૨૨) ૨૪-૧૩ ગુ૦

**(૬૭૧ ક) દશ શ્રાવક ગીત** (૨-૧૬૮).

-(૧) સં. ૧૮૦૯ પો. શુ. ૧૩ બુધે પત્ર ૭ પો. ૫૨ નં. ૧૦૩૯ કૃપા. (૨-૩) સં. ૧૭૮૧ આસો વદ ૮ પં. મનોહર લિ. બાઇ અનોપાં વાચનાર્થ પત્ર ૮ નં. ૨૭૨૦. સં. ૧૭૮૨ ભા. સુ. ૧૫ વા. પદમસી ગણિ લિ. સાધ્વી સારાજી વાચનાર્થે પત્ર ૯ નં. ૨૮૭૬ અભય.

**(૬૭૧ખ) દશ વૈકાલિક ગીત** સં. ૧૭૦૭ બીકાનેર (૨-૧૬૮).

-(૧) સં. ૧૭૯૬ ચૈ વ. ૮ પં. ભીમરાજ લિ. પત્ર ૬ અન્ય સઝાયાદિ સાથે નં. ૨૧૫૯ અભય. (૨) સં. ૧૮૭૬ જે. વ. ૫ બીકાનેર દૌલતસુંદર લિ. પત્ર ૭ નં. ૧૧૧૩ જય. (૩) સં. ૧૭૫૮ શાકે ૧૬૨૩ આ. વ. ૮ લિ. ચારિત્રકીર્તિ પત્ર ૪ નં. ૪૧૧ અભય.

## ૮૩૯ માવજી (૨) (રવિવિજય શિ.)

**(૧૭૩૨) પાર્શ્વનાથ** છંદ—૧૦૧ કડી જુદા જુદા ગામના પાર્શ્વનાથનું વર્ણન.

સુરતરૂ ચિંતામણિ સમો, પરગટ **પારસનાથ**
પરમેસર પ્રણમુ સદા, હરષે જોડિ હાથ. ૧

**અંતે—** કલસ

પરતક્ષ **પારસનાથ** આસપૂરણ અલવેસર
પરતક્ષ **પારસનાથ** પરમમંગલ પરમેસર
પરતક્ષ **પારસનાથ** સુજસ ત્રિહુ ભુવણે સોહે
પરતક્ષ **પારસનાથ** સયલ સુર નરમન મોહે,
શ્રી **પાર્શ્વનાથ વીર** પ્રતપૌ સુરગિરિ સુરિજ જ્યૂં સસી,
પંડિત શ્રી **રવિવિજય** પવર, સીસ જંપઈ **માવજી** ૧૦૧

—સં. ૧૭૬૦ આસો શુ. ૯ ગુરૂ પં. **માનવિજય** ચિરંજીવી લ. સીસ **મેઘવિજય**, પોસાલ વડી ૭–૧૦ દા. ૩ નં. ૯૫ હા.

---

## ૩૧૮–૩૧૩ કેશરકુશલ (ત. સાભાગ્યકુશલ શિ.) (૨–૧૭૪ અને ૧૫૮)

**(૬૭૪–૬૬૮) જગડુપ્રબંધ ચો.** ૨૬ કડી સં. ૧૭૦૬ (૨–૧૭૪ અને ૧૫૮)

—જગડુસાનો કડખો સં. ૧૯૮૯ અસાડ વદ ૪ સોમે લ૦ ઠાકોર દુલા હરખા પાટણ મધ્યે ૨–૧૧ જશ.

**(૧૭૩૩) વીશી**

**આદિ—** ૧ સીમંધર સ્ત૦

**સીમંધર** જિનરાજ સુહંકર, લાગા તુમસું નેહા વો
સલૂને સાંઇ દિલસૌં દરસન દેહ
તુમહીં હમારે મનકે મોહન, પ્યારે પરમ સનેહા વો–૧ સલૂને x x

સુફલ ઘરી વહ સુફલ સુખિરિયાં, જિહાં તુમ દરસન પાઉં વો સ.
**કેસરકુશલ** કહૈ મન ભાવન, ચરન–કમલ શિર નાઉં વો. ૫ સ૦

**અંતે—** અજીતવીર્ય સ્તo

અબ મૈં મંગલમાલ પાઇ, પાઇ વો પ્રીતિ સવાઇ. અબ.
**અજીતવીર્ય** જિનરાજ ચરનકી, જો સેવા ચિત લાઈ–અબ૦ ×× ૧
ભાગ જોગ જિનરાજ પ્રભુકી, ભગતિ મુગતિ મન ભાઇ
**કેસરકુશલ** સદા સુખસંપદ, દિન દિન અતિ અધિકાઇ. અબ. ૫

—(૧) ૧૭ મા જિનસ્તo સુધી–પછી અપૂર્ણ પત્ર ૫ પો. ૬૩ મહિમા. (૨) સંપૂર્ણ પત્ર ૬ સં. ૧૯૧૬ ચૈ. શુ. ૧૨ રવિ વીકાનેર મધ્યે (૩) પત્ર ૬ પો. ૬૩ મહિમા. (૪) સં. ૧૭૯૦ આષાઢ શુ. ૧૫ લિ. પં ગુલાલવિજય શ્રાo દેવકીજી વાચનાર્થં ૧૦–૯ પો. ૩૫ કુશલ.

---

## ૮૪૦ રંગપ્રમોદ (ખ. જિનચંદ્રસૂરિ–પુણ્યપ્રધાન–સુમતિસાગર–જ્ઞાનચંદ શિ)

**(૧૭૩૪) ચંપક ચોપઈ** સં. ૧૭૧૫ વૈ. વ. ૩ મુલતાન.
—વીકાનેર ભં.

---

## ૩૨૧ કાંતિવિજય (ત. કીર્તિવિજય શિ.) (૨–૧૮૧)

**(૬૭૭)+સુજસવેલી** (ઐ.)

—(૧) ૪–૯ દા. ૧૮ પો. ૧ નં. ૧ વી. ઉ. (૨) મારા સંશોધનાદિ સહિત પ્ર. જ્યોતિ કાર્યાલય.

**(૧૭૩૫) ચોવીશી**

**આદિ—** ઋષભ સ્ત. રાગ કાફી
અલી અલી કહેં કબ આવેગો એ દેશી.

આજ અધિક ભાવેં કરી મેં તો, ભેટયા **ઋષભ** જિણંદ હો
**શેત્રુંજા** ગઢ કેરો રાજીઓ, માતા **મરુદેવીનો** નંદ હો. ૧ આ.××

**કીર્ત્તિવિજય** ઉવઝાયનો ઇમ **કાંતિવિજય** ગુણ ગાય હો. ૫ અ.

**અંતે**— મહાવીર સ્ત. વટપત્ર તણો સિણગાર એ દેશી.

સોલ સજી સિણગાર સુંદર નારિ સવે મિલી, જીરેજી

ગાયસ્યું મધુરેં સાદિ, **વીર** જિણેસર લલી લલી. ૧ × × ×

**કાંતિવિજય** કહેં દેવ, દરિસણ દેજ્યો વલી વલી. ૫

—૮-૧૧ દા. ૨૦ નં. ૭૨ સીમંધર.

**(૧૭૩૬) પંચમહાવ્રત સઝાય** ઢાલ ૫

**આદિ**— કપુર હોઇ અતિ નિરમલું રે-એ દેશી.

સકલ મનોરથ પૂરવઇરે, **શંખેશ્વર** જિનરાય,

તેહતણા સુપસાયથીરે, કરૂં પંચમહાવ્રત સઝાયરે

મુનિજન એ પહેલું વ્રત સાર.

એહથી લહીઈ ભવનો પાર રે-મુનિજન.

**અંતે**— ઢાલ ૫

શ્રી **કીર્ત્તિ વિજય** ઉવઝાય તણો, જગમાંહિ જસ મહિમા ઘણો

તેહનો શિષ્ય **કાંતિવિજય** કહઇ, એ સજઝાય ભણું તે સુખ લહું. ૭

**રાત્રિભોજન ત્યાગ** (છઠાવ્રત) **સ.**

સુણો મેરી સજની રજની ન જાવેરે—દેશી

**આદિ**— સકલ ધર્મનું સાર મે કહીઇરે.

**અંતે**— **કાંતિવિજય** એ વ્રત જે પાલે તે ધન અવતારરે.

-૪-૧૨ ના. ભં.

**(૧૭૩૭) નાની કૃતિઓ**—

સુંદરી મહાસતી સઝાય, કડી ૯ સરસતિ સામિની કરો પસાયરે સુંદરી તપનો કરૂં સઝાયરે (આ ને ઉપરનાં છયે વ્રત સઝાય સહિત માણેક મુનિનો એક ગુટકો.) હરિયાળી કડી ૬ એક નરે બહુ પુરૂપ ઝાલીને નારી એક નિપાઇ; ભગવતી પર સઝાય સરસતિ સરસ વચન દ્યો માયરે. પત્ર ૧ જશ.

**શીલ પચવીસી.**

અંતે—શ્રી તપગચ્છ સોહંકરૂ રે, શ્રી કીર્ત્તિવિજય ઉવઝાયરે
કાંતિવિજય હર્ષે કરીરે, કીધી એ સઝાયરે. ૨૭
—૨૭ પદ્ય પ્ર.કા.

---

## ૩૨૨ તિલકસાગર (ત. સાગરગચ્છ કૃપાસાગર શિ.) (૨-૧૮૩)

**(૬૬૮)+રાજસાગરસૂરિ નિર્વાણરાસ** સં. ૧૭૧૫ પછી (૨-૧૮૩)
—(૧) સં. ૧૭૭૪ શાકે ૧૬૩૯ પોશ શુદિ ૪ બુધે લિ. રાજનગર મધ્યે ૧૭-૧૧ ખેડા નં. ૩ (૨) સં. ૧૭૨૨ આ. શુ. ૩ ગુરૂ ભ. રાજસાગરસૂરિ શિ. પં. શાંતિસાગર શિ. ગણિ દયાલસાગરેણ લિ. પ્ર. કા. છાણી.

---

## ૮૪૧ વિનયસાગર (સાગરગચ્છ વૃદ્ધિસાગરસૂરિશિ.)

**(૧૭૩૮) રાજસાગરસૂરિ સજઝાય** ગા. ૬૩ (ઐ.) સં. ૧૭૧૫ પછી

સકલ પં. શાંતિસાગર ગણિ ગુરૂભ્યો નમઃ

પાસ જિણંદ પ્રણમી કરી, આણી મનસ્યું રંગ લાલ રે
સમરી સરસતિ સામિની ગજગામિની દ્યો મતિ ચંગ લાલ રે ૧
સુવિહિત સાધુ શિરોમણિ શ્રી રાજસાગર સૂરિંદ લાલ રે.
તાસ તણા ગુણ વર્ણવું, સાંભલયો સહૂ આણંદિ લાલ રે. ૨ × ×
ઇમ ભવ્ય પ્રાણી ભગતિ આણી હરષસ્યું ગુણ ઉચ્ચરઇ
શ્રી રાજસાગર સૂરિ કેરો તેહ જયમંગલ વરઈ
તસ પટ્ટધારક સૌખ્યકારક શ્રી વૃદ્ધિસાગર સૂરીસરો
તસ ચરણ-સેવક વિનયસાગર સકલ સંઘ મંગલકરો. ૬૩
—લિ૦ રાજનગરે ૮-૯ મુનિ સુખસાગર.

---

## ૮૪૨ જિનરત્નસૂરિ (ખ. જિનરાજસૂરિ શિ.) સ્વ. સં. ૧૭૧૧

**(૧૭૩૯) ચોવીશી.**

આદિ— ઋષભ ગીત શ્રીરાગ

સમરિ સમરિ મન પ્રથમ જિનં, યુગલા ધરમ નિવારણ સામી
નિરખીજઈ તે સફલ દિનં.
ઉપશમ-રસસાગર નિતનાગર, દૂરિ કરઈ પાતક-મલનં
શ્રી **જિનરતન સૂરિ** મધુકર સમં.

અંતે— રાગ ધન્યાસિરી

ચઉવીસે જિનવર જે ગાવઇ, ત્રિકરણ શુદ્ધ નિકે ભવ પ્રાણી
મનવંછિત ફલ પાવઈ. ૧ ચ૦
શ્રી **જિનરાજ** સૂરિ **ખરતર** ગછ, સહુ ગુરૂનઈ સુપસાવઇ
રાતિ દિવસ તુઝ ગુણ સમરીજઈ, એહ ભાવ મન આવઈ. ૨ ચ.
શ્રી **જિનરતન** તણી પ્રભુ સાંનિધિ, દિન દિન અધિકઈ દાવઇ
આરતિ રૌદ્ર ધ્યાન દુઈ પરિહરિ, ધરમ-ધ્યાન નિતુ ધ્યાવઈ. ૩ ચ.

—સં. ૧૭૧૬ માઘ સુદિ ૭ રવિ. લિ. પં. સોમનંદનેન બાહડમેરૌ ૨-૧૭ નં. ૧૬૩૩ સંઘ ભં. વીકાનેર.

---

## ૮૪૩ સકલચંદ (૨)

**(૧૭૪૦) સૂરપાલ રાસ** સં. ૧૭૧૭

—પ્ર. ૪૨૩ સં. ૧૭૧૯ પો. વ. ૪ ગુરૂ કમલસાગર લિ. પત્ર ૧૮ પો. ૯ ચતુ૦

---

## ૩૨૩ હસ્તિરૂચિ (ત. હિતરૂચિ શિ) (૨-૧૮૪)

**(૧૭૪૧) ઉત્તરાધ્યયન સ્વાધ્યાય.** ૩૬ સઝાય. સં. ૧૭૩૯ આસો શુ. ૫ શનિ

આદિ— શ્રી નેમીસર જિનતણુંજી એ દેસી.

પવયણ દેવી ચિત્ત ધરીજી, વિનય વખાણો સંસાર,
જંબૂનઈં પૂછ્યઈ કહ્યોજી, શ્રી સોહમ ગણધાર. ૧
ભવિક જન વિનય વહો સુખકાર.
પહિલઇં અધ્યયનઈં કહ્યોજી, ઉત્તરાધ્યયન મઝારિ,
સઘલા ગુણમાં મૂલગોજી, જે જિનશાસન સાર. ૨ ભવિક જન.

અંતે—

અંકાગ્નિ મુનિચંદ્રેબ્દે, ચાશ્વિન્યાં પંચમી શનૌ,
સદ્ હસ્તિરૂચિના ગીત-ષટ્ત્રિંશિકા લિપી કૃતા. ૧
શ્રી તપ ગચ્છિ ઉવઝાય ગુરૂ, શ્રી હિતરૂચિ તસ સીસ,
હસ્તિરૂચિ હરખઈ લિખ્યાં, ઉત્તરાધ્યયન છત્રીસ. ૨
આશુ માસિ ઉજ્જવલ પખિ, તિથિ પષ્ટી રવિવાર,
ભણઈ સુણઇં જેઈ લિખઇં, તિહાં ઘરિ જયજયકાર. ૩

—સં. ૧૭૪૫ માર્ગશીર શુદિ ૫ રવિ લ. ઋષિ પાસવીર લખાવીતં રાજનગર મધ્યે. ગ્રં. ૪૫૦. ૩૦-૯ દા. ૭૯ નં. ૩૨ હા.

(કવિના ગુરૂ હિતરૂચિએ સં. ૧૭૦૨ (ચક્ષુ વ્યોમર્ષિ ચંદ્રાબ્દે) સંસ્કૃતમાં નલચરિત્ર રચ્યું. બાલચંદ્ર યતિ ભં. કાશી (૧૫ વે.)

---

## ૩૨૪ જિન ઉદયસૂરિ (ખ. વેગડ શાખા જિનસુંદર સૂરિ (નં. ૪૨૦) શિ.) (૨-૧૮૬)

(૯૮૦) **સુરસુંદરી સુરકુમાર રાસ.** સુધારો સં. ૧૭૬૯ (૨-૧૮૬)

(૧૭૪૧ક) **૨૪ જિન સવૈયા.** સં. ૧૭૬૨ પછી (હિંદીમાં).

નાભિરાય જૂકો નંદ મરૂદેવા કુખિ-ચંદ,
નયરિ વિનીતા વિંદ જાકો જન્મ જાંનીયૈ.
પાંચસૈ ધનુષ દેહ લંછન વૃષભ રેહ,
સહસ ચૌરાસી મુનિ અધિક પ્રવાંનીયૈ.

સંઘ પુરા ન્યાતે સંઘવી, જનાકૂલિં દાતાર
નાન્હૂ ભાઇ સુત સોહામણો, કુંઅરજી ધર્મ્મ આધાર.
—પત્ર ૧૦ નં. ૭૨ દાન૦ (નાહટાજીની ઉતારેલી નકલ પરથી)

---

**૧૫૫ હીરકલશ** (૧–૨૩૪) પૃ. ૭૨૫ અનુસંધાન

**(૧૪૬૭ક) આરાધના ચો.** સુધારોઃ–સં. ૧૬૨૩ (પૃ. ૭૨૭)

**(૨૭૨) સિંહાસન બત્રીશી** સં. ૧૬૩૬ (૨–૨૩૫) પૃ. ૭૨૭ અનુ૦

—(૧૧) સં. ૧૬૬૫ ચૈ. શુ. ૩ **જેસલમેર** મધ્યે પં. **ચરણ-**કીર્ત્તિ પં. દેવસાર પં. ગુણરાજ, ઉદેસંઘ સપરિવારાત્ લિ. એક ગુટકો નાહટા.

---

**૯૫૦ રત્નભૂષણ** (દિ. જ્ઞાનભૂષણ–પ્રભાચંદ્ર–સુમતિ કીર્ત્તિ નં. ૧૫૨ શિ.)

**(૧૯૭૬) રૂક્મિણિહરણ.**

**અંતે—** રાગ ધન્યાસી

એક દિવસ રે શ્રેણિક પૂછીયું, તે ભાખ્યું શ્રી **મહાવીર**
**હરિવંશ** મહામાંથી રે લેઇ, ઉધર્યું સુણજો બહુ જન ધીર. ૧
શ્રી **વીર** પછિરે **ગૌતમ** ઋષિ હવા હવા બહૂ અનુક્રમ્ય સાર,
**પદ્મનંદી**રે યતીવર પ્રગટીયો, દૂરધર જીત્યો માર. ૨
તેહ તણિં પાટિરે **દેવેંદ્રકીરત** હવા, શ્રી **વિદ્યાનંદી** મુનીંદ,
હસ્ત વચન રે સિદ્ધ જેહનિં હવિ, નમીત ચરણેરે સુરંદ,
શ્રી **મલ્લિભૂષણ**રે પાટિં તહનિ, વાદી વરવિખ્યાત
લઘુપણિ સંયમ સ્વામિઇ આદર્યો, પરહરી તાત નિ માત. ૩
શ્રી **લક્ષ્મીચંદ**રે **હૂંબડ** વંશિં હવા, જેણિં જાણ્યો શાસ્ત્ર વિચારે,
અંગ પૂરવનારે વેશ ભણાવીયા, તે શિષ્ય ન લાભિં પાર. ૪
તેહ તણિં પાટિ રે વાદી **વીરચંદ**, જેહનું ચંદ સમાન જ રૂપ
અન્ન વ્યંજનરે વરસ આઢાર લગિં, પરહરી રહો રૂષિ ભૂપ. ૫

તેહ અનુક્રમિરે વાદી વર હવો, શાસ્ત્ર તણો ભંડાર
શ્રી **જ્ઞાનભૂષણ**રે જ્ઞાનિં શોભતાં, ગચ્છતણો શૃંગાર. ૬
તેહ તણિં પાટિ રે પગટ્યો **પ્રભાચંદ્ર**, જીત્યો જેણિ લઘુપણિ માર,
શ્રી **સુમતિકીરતિ**રે સૂરિ તેણિં ગચ્છ હવા, ચારિત્ર ગુણ નહિ પાર. ૮
તેહ અનુક્રમિંરે **રત્નભૂષણ** સૂરિરે, રત્નભૂષણ જેહ સાર
શ્રી **જ્ઞાનભૂષણ**ના ચરણ નમિ કહે **ઋખીમણિહરણ** વિચાર. ૯
**શ્રાવણ વદિ** રે સુંદર જાણિઈ, વલિ **એકાદસી દીસ**
**સુરત** માંહિરે એ રચના રચી, જહાં **આદિજિન** જગદીસ. ૧૦
જે નર એહનિરે ભણુસિ ભણાવસિં, તેહ ઘર મંગલ ચ્યાર
શ્રી **રત્નભૂષણ**રે સૂરીવર ઇમ કહિ, શ્રી **આદિ** જિણંદ જયકાર. ૧૧

—૮-૧૦ સ. ભ. (સરસ્વતી ભવન) આમાંના સુમતિકીર્તિના ગુરૂભ્રાતા અને શુભચંદ્રના શિષ્ય સકલભૂષણે સં. ૧૬૨૭-ઉપદેશમાં રત્નમાલા નામનો ગ્રંથ રચ્યો છે. વેબર નં. ૩૦૦૮.

---

## ૯૫૨ ગુણરત્ન [ખ. જિનમાણિક્યસૂરિ-વિનયસમુદ્ર શિ.)

**(૧૯૭૭) સંયતિ-સંજય સંધિ** ગા. ૧૦૬ સં. ૧૬૩૦ શ્રા. શુ. ૫

પણમિય **રિસહ** જિણેસર સામી, પઉમાવઇ પ્રણમું સિર નામી
સંજય મુણિવર સંધિ ભણેસુ, ઉત્તરજ્ઝયણ થકી સમરેસુ. ૧xx
સૂત્ર અરથ જિમ નિરખીયઉ, પૂરવ સૂરિ પ્રણીત
તિમ પ્રબંધ મઇં એ રચ્યઉ, સાધુ-ચરણ ધરિ ચીત. ૧૦૧
ઢાલ-ખરતર ગછિ ગુરૂ ગાજઇ એ, શ્રી **જિનચંદ** સૂરિ રાજઇએ
છાજઇ એ **ગૌતમ** ઉપમા જેહનઇ
તજઇ રવિ જિમ દીપતા, મોહ મહાભડ જીપતા
છીપતા કસમલ મલ નવિ તેહનઇ. ૧૦૨
સીલઇ **થૂલભદ્ર** સારૂ એ, રૂપઇ વયર કુમારૂ એ
ઉદારૂ એ સુરગુરૂ સમવડિ મતિ કરી એ
ધીરમ મંદરગિરિ વર, ગંભીરમ ગુણ સાગર
આગર દરસણ નાણ ચરણ ભરી એ ૧૦૩

તસુ આદેસ લહી રચ્યઉ, એહ પ્રબંધ સુગુણ ખચ્યઉ
શુભ સંચ્યઉ સંજય મુણિવર ગુણ ભણી એ.
સંવત સોલસઇં ત્રીસઇ એ, શ્રાવણ સુદિ નઇ દીસઈ એ
જગીસઈ એ પંચમિ સંપૂરણ થુણી એ. ૧૦૪
જિનમાણિક્યસૂરિ સહગુરૂ, સીસ વિણય ગુણ સુરતરૂ
ગણિવર વિનયસમુદ્ર મુનિવર ભલા એ
તાસુ સીસ ઇમ સંથુણઈ, મુનિ ગુણરતન સુગુણ ભણઈ
એ ગિણઇ વચન વિલાસ સફલ સહીએ. ૧૦૫
પઢઇ ગુણઇ જે સંભલઇ, તિહાં ઘરિ નવનિધિ નિત મિલઇ
આઇ મિલઇ કમલા કેલિ કરઇ ઘણી એ
જાં મહીયલ ધ્રૂ અવિચલ, ચંદ્ર તરણિ વલિ નિર્મલ
નિશ્ચલ એહ સંધિ સંજય તણી એ.

—પત્ર ૪ નરોતમદાસજી સંગ્રહ વીકાનેર.

---

## ૧૦૪ જયનિધાન (૧-૧૩૭) પૃ. ૫૭૫, ૭૩૫

**(૧૯૭૮) ધર્મદત્ત ચોપાઇ** ગા. ૩૨૦ સં. ૧૬૫૮

—પત્ર ૧૬ ક્ષમા.

**(૧૯૭૯) કુર્માપુત્ર ચોપઇ** ૧૫૯ કડી સં. ૧૬૭૨ પોસ શુ. ૯ દેરાવરમાં.

સંધિ ઢાલ

ત્રિભુવનપતિ પ્રધમાન જિનેશ્વર, અતુલીબલ પ્રણમી પરમેશ્વર
રાય સિધારથ ત્રિસલા નંદન, સેવકજન મન દુખ નિકંદન, ૧
કૂર્મ્માપુત્ર કુમર ગુણ ગાઉં, મનસુધ કેવલ ભાવન ભાઉં
ગૃહ વેસઇં કેવલસિરિ વરિયઉ, ભવજલથી આપણ ઊધરિયઉ. ×××
સત્તરિ દુઇ અધિક સંબંધ, સોલહસઇ અપહ સમચ્છરિ
પોસહ સુદિ નવમી વાસરિ, દેરાવર સોહઇ ભાસુર. ૧૫૬

આદીશ્વર પ્રથમ જિણુંદ, પાઇ પ્રણમી મન આણુંદ
**જિનકુસલસૂરિ** સુપસાયઉ, એ ચરિત્ર ભણિઉ મન ભાયઉ. ૧૫૭
ખરતર ગછિ **સાગરચંદ**, આચારિજ સાખિ મુણિંદ
વાચક **રાયચંદ** સુસીસ, **જયનિધાન** સગુણ સુભ દીસ. ૧૫૮
જે વાચઈ ભણઇ ભણાવઇ, કેવલિ સંબંધ સુણાવઇ
તેહનઇ ઘરિ મંગલ થાવઇ, જસ કીરતિ બહુ સુખ પાવઈ. ૧૫૯

—સં. ૧૬૭૮ વર્ષે કાતી વદિ ૧૩ દિને મુનિ **મેર** લિ. ઉચ્ચ-નગરે પત્ર ૫ પો. ૬૯ જય.

---

## ૧૫૪ રત્નસુંદરસૂરિ (૧-૨૩૦) પૃ. ૭૨૦

**(૧૯૮૧) રત્નવતી ચોપઇ** સં. ૧૬૩૫ શ્રા. વ. ૨. રવિ ખંભાત.

**આદિ—** દૂહા

સકલ સિદ્ધિ નવનિધિ દીઇ, જિન ચઉવીસિ દેવ
આપઇ વાણિ અતિ ભલી, સાચી સહિ ગુરૂસેવ. ૧

**અંતે—**

**પોતનપુર** વરિ રૂડઇ ઠામિ, શ્રીમુખિ **વીરિ** પ્રકાસિઉં તામ
**રત્નવતી** સતી સંબંધ, નિસુણી જીવ વાર્યાં ભવબંધ. ૩૯૮
**સોલપાંત્રીસિ** શ્રાવણ માસિ, વદિ બીજ રવિ દિન ઉલ્લાસ
**ખંભ** નયરિ શ્રી **થંભણા પાસિ**, **રત્નવતીનુ** રચીઉ રાસ. ૯૯
પક્ષ **પૂર્ણિમા** તણુ અતિભલુ, શ્રી **ગુણમેરૂ** સૂરિ ગુણનિલુ
તાસ સીસ **રત્નસુંદરસૂરિ**, રચીઉં રાસ પ્રમોદહ પૂરિ. ૪૦૦
ભણઈ ભણાવિ જે નરનારિ, તેહા ઘરિ મંગલ જયકાર
રદ્ધિ વૃદ્ધિ સઘલી સંપજઇ, જે જન એકમના નિતુ ભજઇ. ૧
ચઉપઇ દૂહા અનિ પદબંધ, ઝિમક જડતા જે રહિઉં પદબંધ
અરથફેર બોલાણુઉ જેહ, મિચ્છા દુકડ હોયો તેહ. ૨
**રત્નવતી** સતીનું ચરિત્ર, ભણતા ગુણતા પુણ્ય પવિત્ર
કવિતા કોઇ મ દેશુ ખોડિ, **રત્નસુંદર** પ્રણમઇ કરજોડિ. ૪૦૩

—પત્તનગરે લ. પત્ર ૧૪ પો. ૭૦ જય.

---

**૧૫૯ ચારિત્રસિંહ** (૧-૨૪૨) પૃ. ૭૩૬

**(૧૯૮૦) ચતુ:શરણ પ્રકીર્ણક સંધિ** ગા. ૯૧ સં. ૧૬૩૧

—જેસલમેર ભં.

---

**૧૬૨ કનકસોમ** (સુધારો:-અમરમાણિક્ય શિ.) (૧-૨૪૫)

પૃ. ૭૪૩

**(૧૪૭૭-૨) જિનપાલ જિનરક્ષિત રાસ** ગા. ૫૨ સં. ૧૬૩૨

પૃ. ૭૪૪ અનુસંધાન

સહગુરૂ પઈ પણમી કરી, **સુઇદેવી** મનિ ધ્યાઈ
**જિનપાલક રક્ષત** તણઉ, ચરિત રચું સુભ ભાઈ. ૧
જિણપરિ **જ્ઞાતા** અંગમહિ, નવમધ્યયનિ વખાણિ
**વર્દ્ધમાન** જિનવર કહ્યા, **સોહમ** સ્વામિ વખાણિ. ૨ × ×
સંક્ષેપ માત્રઇ છંદબંધઇ અરથ જે સદગુરૂ લહ્યા
એ રાસ સુણતાં અનઇ ભણતાં **કનકસોમ** આણંદ એ
જે દોષ ટાલી સીલિં પાલઇ તાસુ સુર નર વંદ એ. ૫૧
સંવત **સોલહસઈ બતીસઈ** રવિ ભાદવ માસ એ
**નાગઉર** નગર એહ કીધઉ મન ધરી ઉલ્લાસએ
એ સકલ શ્રાવક આગહઇ કીયઉ સુગમ વિચાર એ
જે શ્રવણિ સુણિ અનુમોદ કરિસ્યઇ તિહાં એ મંગલ ચારૂએ. ૫૨
—એક ગુટકામાંથી નાહટા.

---

**૧૯૬ સમયસુંદર** (૧-૩૩૧) પૃ. ૮૪૬

**(૩૫૩) સાંબપ્રદ્યુમ્ન પ્રબંધ** (૧-૩૩૧) પૃ ૮૪૬ અનુસંધાન.

—(૫૧) પં. અજિતસોમ ગણિ શિ, 'જીતસોમ લ. સં. ૧૭૬૯ માહ વદિ ૫ પત્ર ૨૩ નં. ૩૯૨ ગોડીજી.

**(૩૫૯) નલદમયંતી રાસ** (૧-૩૩૧) પૃ. ૮૫૫ અનુ.

—(૩૩) સં. ૧૭૧૦ પોસ વદિ ૧ ગણિ **જસવિજય** શિ. ગણિ કનકવિજય શિ. મુની દીપવિજય લિ. ૩૦-૧૫ નં. ૩૯૦ ગોડીજી.

---

## ૯૫૨ જિનેશ્વર સુરિ (ખ. જિનમેરૂસૂરિ-જિનગુણપ્રભસૂરિ પટ્ટે)

**(૧૯૮૨)+ જિનગુણપ્રભુ સૂરિ પ્રબંધ-ધવલ** (ઐ.) ગા. ૬૧ સં. ૧૬૫૫ પછી

**આદિ—** દુહા.

મન ધરિ **સરસ્વતી** સ્વામિની, પ્રણમી **ગોયમ** પાય,
ગુણ ગાઇસ સહગુર તણા, ચરિય **પ્રબંધ** ઉપાય. ૧

**અંતે—** વસ્તુ

વરસ નેઉ વરસ નેઉ માસ વલિ પંચ,
પણ દિન ઊપરિ તિહાં ગણિય, સુદિ નઊમી વૈશાહ માસે.
પ્રહવિ હસીય ? અમૃત ઘટિય, સોમવાર સુર લોક વાસે.
જય જયકાર કરંતિ જણ, ગુણ ગાવે સુરનારિ.
શ્રી **જિણગુણ પ્રભુ સૂરિ** ગુરૂ, સયલ સંઘ સુહકાર. ૬૦
ઇમ ગચ્છનાયક કલા-ગુણ-ગણ-રયણ-રોહણ-ભૂધરો,
સંથાર ચારો તંગ વારણ ખંધવાસ સ ચીવરો.
શ્રી **જિનમેરૂ** સૂરીંદ્ર પાટે **જિનગુણપ્રભુ સૂરિ** ગુરો,
તસુ ધવલ **જિનેસરસૂરિ** જંપે, ઋદ્ધિ વૃદ્ધિ શુભંકરો. ૬૧

—પ્ર. ઐ. જૈન કાવ્યસંગ્રહ પૃ, ૪૨૩ થી ૪૩૦.

---

## ૨૧૧ કનકસુંદર (૧-૪૫૮) પૃ ૯૩૩

**(૪૨૬) કર્પૂરમંજરી રાસ** સં. ૧૬૬૨ વરજાલુલીમાં (૧-૪૬૦) પૃ. ૯૩૩ અનુ.

પૃષ્ઠ ૯૩૪ની ૯ કડી પછી સિદ્ધરાજ જયસિંહના વર્ણનની નીચેની કડીઓ મૂકો.

**ગુજરાતિ** ગુંણવંતો અપાર, અવર દેશ નહિં કો સુવિચાર,
તસ મંજન **પાટણ** નરસિંધુ, **અણહિલવાડ** ધર્મનુ બંધ. ૨૩
તેણિ નગરિ **જયસંઘદે** ભૂપ. **સોલંકી** વિસઇ અતિ રૂપ,
દાંનિ માંનિ અલવેસર એહ, માગણ પ્રતઇ ન આપઇ છેહ. ૨૪
તસ ઘરિ અંતેઉરિ સઉ ગમે, નિત ખેતિ બઇસિ વનિ ભ્રમે,
મનગમતા ભોગવઈ વિલાસ, દિનિ દિનિ ઉચ્છવ નઈ ઉલ્હાસ. ૨૫
તદાકાલિ **હેમચંદસૂરીસ**, ભુવિમાંહિં તસ વડી જગીસ,
તસ વાત્તાં નિસુણી એકદા, રજ્યુ રા પૂછઈ વિધિ જદા. ૨૬
કુણ ગુરૂ પુત્ર હુઇ કિમ કુલે, તે ભાખુ ઊષધ નિર્મલે,
ગુરૂ કહિ શ્રી જિનધર્મ પ્રસાદિ, ચિંતિત કાજ હુઈ ગુણ આદિ.૨૭xx

—બાતુઃ ઉદ્ધારે ત્રયોધિકારઃ ૨૨૧ કડી (એમ પૃ. ૯૩૪માં પંક્તિ ૨૪માં સુધારો)ને તે અંતે એમ છે કેઃ—

સાંભલી શ્રોતા દાતા થાઉ, લોભપણ્ પરહરયોરે,
મોહન કપૂરમંજરીની પરિ ભલાં કર્મ આચરયોરે.

---

## ૯૫૩ કનકસૌભાગ્ય (ત૦)

(૧૯૮૨) વિજયદેવસૂરિ-રંગરત્નાકર રાસ (ઐ.) સં. ૧૬૬૪ મહા. શુ. ૧૧

વીણા વેગિ વજાવતી, ગાવતી જિનપદ રંગિ,
કાસમીરપુર-મંડણી, કુંકુમ વરણઇ અંગિ. ૧xxx
સંવત **સોલ ચઉસિઠા** વરષિ, મહા સુદિ એકાદસી સારજી,
ગુરૂ ગુણ ગાયા થઇ મતિસાર સુણજો સહુ નર નારજી. ૭૦
શ્રી **વિજયસેનસૂરિસર** પાટિ **વિજયદેવ** ગણધાર,
**કનકસૌભાગ્ય** પ્રભુ ધ્યાન ધરંતાં લહીઈ સુખ અપારજી. ૭૧

—લિખિતં કૃતં સાહીપુર વીજાપુરનગરે. ૧૩-૧૪ વાડી પાર્શ્વનાથ ભં. પાટણ.

---

**૨૧૦ ઋષભદાસ** [પ્રસિદ્ધ શ્રાવક કવિ ૧-૪૦૮] પૃ. ૯૧૬

**(૩૯૮) અજાકુમાર રાસ** સં. ૧૬૭૦ ચૈ. શુ. ૨ ગુરૂ (૧-૪૨૪, પૃ. ૯૧૯ અનુ૦

કવિની સ્વહસ્તલિખિત (અપૂર્ણ) પ્રત મારી પાસે છે તેમાં પૃ. ૯૧૯ ઉપર ૫૩૭મી કડી છે તેનો નં. ૫૫૧ છે, પછી નીચે પ્રમાણે છેઃ— ચોપઇ

**ઋષભ** કવી ગુણ તાહારા ગાય, હઇડઇ હરષ ઘણેરો થાય,
સકલ કવીનિં લાગી પાય, મિં ગાયુ મુનીવર ઋષિરાય. ૫૫૨
ગાતાં ગુણતાં કવતાં ક્યાહિ, દૂષણ જે દિસે મતિ માંહિ,
તે પંડીત ટાલેજ્યુ તુમ્યુ, એણી વાતિં સુષ લહસ્યૂ અમ્યુ. ૫૩
આગઇ જે મોટા કવિરાય, તાસ ચર્ણરજ કવિ **ઋષભાય,**
સુરિષ મૂઢ શરોમણિ સહી, ગુરુ સેવાઈ એ બુધિ લહી. ૫૪
તે ગુરુ જતિ માંહિ મોટા ધીર, સીલિ જેહવો ગંગા નીર,
**વીજઇસેન સૂરી** તેહનું નામ, જેણઇ વશ કીધો વ્યરૂઓ કામ. ૫૫
તેહ તણુઈ ચરણિ અનુંસરિ, રાજરષી ગુંણમાલા કરી,
સંવત **સોલ સીતેર્યુ** જસઇ, ચૈત્રી શુદિ દિન બીજહ તસિં. ૫૬
ગુરૂવારિ કીધો અભ્યાસ, **ત્રંબાવતીમ્હા** ગાયુ રાસ,
**પ્રાગવંશ** વડો જો ખાસ, **સાંગણ** સુત કવી **ઋષભદાસ.** ૫૭

—પત્ર ૩૨ (પ્રથમનાં ૧૭ અને ૨૮ મું પત્ર નથી) મારી પાસે.

---

**૯૫૪ પુણ્યભુવન** (ખ. જિનરંગસૂરિ શિ.)

**(૧૯૮૪) પવનંજય અંજના સુંદરી સુત હનુમંત ચરિત્ર રાસ** સં. ૧૬૮૪ માહ શુ. ૩ ગુરૂ ઉદેપુરમાં.

આદિ—

શ્રી ગણુધર **ગૌતમ** પ્રમુખ, એકાદશ અભિરામ,
મનવાંછિત સુખ સંપજે, નિત સમરંતાં નામ. ૧
પ્રથમ ઉદ્યમ મેં માંડીઉ, મતિ અતિ દીસે મંદ,
તિણિ કારણે પહેલાં નમું, શ્રી ગણધર સુખકંદ. ૨ x x
**પવનંજય** રાજા તણી, **અંજનાસુંદરિ** નારિ,
તાસુ કથા સુણતાં થકા, હોસિ અલ્પ સંસાર. ૮
સતિ શિરોમણિ **અંજના**, સીલ-વિભૂષિત દેહ,
નામ જપંતા પ્રહ સમે, આપે ઋદ્ધિ અછેહ. ૯
તેહનો સખર સંબંધ છે, મીઠો સાકર દ્રાખ,
રસ લેયો ભવિયણ તુમ્હે, ભાખે કવિયણ ભાખ. ૧૦
કિમ તિણે સુધ્ધે મને કરી, કીધા શીલજતન,
સાવધાન સહુ સાંભલો, સાંભલવાં સુવચન. ૧૧xx

અંતે— ઢાલ ૨૦ વિવેકી સેવીયે શ્રી જિનવાણિ—એ દેશી.
રાગ ધન્યાસિરી.

**અંજના** કેરીય ચોપઇ, પૂરણ હુઇય એહ,
જે નર ભણસ્યે જે સુણિ ભાવસું, મંગલ લહે સિવ તેહ. ૧
સુગુણ નર, શીલ સદા સુખખાણિ, પાલીઇ શુધ મતિ આણિ,
જેથી પામીએ અવિચલ ઠાણી, લહીઇ શિવપદ રૂપિણી રાણી. ૨
સતીયાંરે સિર **અંજના**, વખાણે કવિરાય,
સાંભલતા તન ઉલસે, ચતુરોને ચિત્ત દાય. ૩
ષટ્ દર્શનના ગ્રંથમેં, **અંજના** કેરી એ વાત,
**પવન-સુત હનુમંત**ના, પ્રગટ ઘણા અવદાત, ૪
ગુણજ તાસ વખાણીઇ, જાસ વદે સંસારી.
આપરો નામ સોઇ જ લીએ, જે હોઈ મુઢ ગમાર. ૫
જૈનના ગ્રંથમા ઠામિઠામિ, દીસે એ અધિકાર,
પણ પરમારથે જૂજૂયા, નામ તણા નિરધાર. ૬

**શીલ તરંગિણી** ગ્રંથથી. એ રચીઓ સંકેત,
કાંઈક કેવિમતિ કેલવી, ભીન્ન કીયો તિણ હેતિ. ૭
શ્રી **મુનિસુવ્રત** સ્વામિને, વારે હવી એ વાત,
વાંસે જગ બહુ વહી ગયા કુણ જાણે અવદાત. ૮
શ્રી **જિનરાજ** સૂરી પટિ દિનકરા, આગમ અરથ નિધાન,
શ્રી **જિનરંગ** સૂરીસરૂ સત્યવર, જાણે સર્વ નિધાન. ૯
તાસુ આદેસ સંવત **સોલ ચોરાસીઇ ઉદેપૂરિ** ચોમાસિ,
**જગતસંઘ** રાણો ગાજે તિહાંકણિ, હાકુ ઉપતાં જસ વાસ. ૧૦
સંઘ કથન ધરી માઘ સુદિ તૃતિયા દિને, શુભ યોગે ગુરૂવાર.
અવિછિન રસ ઈણમે ભેળ્યો જોઈને, અધિકાર અધિકાર, ૧૧
**પુણ્યભુવન** કહે ભાવ ધરી ઘણો, ગિરૂયાનો જરાવાસ,
અધિક ઓછો ઈહાકણિ જે કર્યો હુવે, મિછામિ દુક્કડ તાસ. ૧૨
શીલ સમકિત ગુણ દેહ પ્રતિ ધારને, દિન પ્રતિ કોડિ કલ્યાણ,
તિણિ એ ભણે ગુણે સુણે ભાવસું, જીવિત જનમ પ્રમાણ. ૧૩

—લિ. ૧૭૪૫ આસો વ૦ ૧૩ ગુરૂ કલ્યાણપુરમાં. રાજકોટ ૫૦ અ.

---

**૯૫૫ મેઘનિધાન** ( ખ. જિનતિલક સૂરિ-રત્નસુંદર શિ. )

**(૧૯૮૫) ક્ષુલ્લકકુમાર ચોપઈ** સં. ૧૬૮૮ માગશર સુ. ૧૧ તિમરીમાં ( જિનોદયસૂરિ આદેશથી )

—પત્ર ૨૨ બાલોત્તરા ભં.

---

**૨૩૯-૨૬૧ જિનરાજસૂરિ** ( **૧-૫૦૧ તથા ૫૫૩, પૃ. ૯૮૫**

**(૪૬૪) શાલિભદ્ર રાસ** (૧-૫૦૧) પૃ. ૯૮૫ અનુ૦

—(૭૨) સં. ૧૭૯૯ ફા. વદિ ૧૧ લિ. પં. **આણંદવિજય** શિષ્ય પં: **અજીતવિજયેન** કાલદ્રી નગરે. આદિ પત્રમાં ત્રિરંગી ચિત્ર છે. પત્ર ૨૧ નં. ૩૭૯ ગોડીજી.

---

**૯૫૬ ગોધો** (ગોવર્ધન)

**(૧૯૮૬) રતનસી ઋષિની ભાસ** ગા. ૧૮ (ઐ.)

શ્રી નેમીસર જિન નમી, પ્રણમી શ્રી ગુરૂરાય;
ગુણ **રતનસી** ગાઇયિ, મતિ દઉ **સરસતિ** માય. ૧

---

**૨૭૯ ત્રિક્રમ** (૧-૫૮૮)

**(૫૩૦) રૂપચંદઋષિ રાસ** (ઐ.) સં. ૧૬૯૯ અકબરપુર (૧-૫૮૮)

—સર્વ ગાથા ૩૨૫ રૂપચંદજીરી માંડણી સમાપ્તા સંવત શશિ મુનિ નભ શશિ વર્ષે (૧૭૦૧) સંખ્યા જ્ઞાયતે પત્ર ૬ નરોતમદાસ સંગ્રહ વીકા.

---

# વિક્રમ અઢારમી સદી

**૯૫૭ સંતોષવિજય** ( ત. વિજયદેવસૂરિ શિ. )

**(૧૯૮૭) સીમંધર સ્ત૦** સં. ૧૭૦૧ લગભગ.

આદિ—

સુણિ સુણિ **સરસતી** ભગવતિ, તાહરી જગતવિખ્યાત
કવિ-જનની કીરતિ વધે, તિમ તૂં કરજે માત. ૧
**મંદિરસ્વામિ** વિદેહમાં, એહાં કરે વખાંણ,
વંદના માહરિ તિહાં જઈ, કહેજ્યો ચંદા ભાણ. ૨
મૂઝ હિયડૂં સાંસે ભર્યૂં, કૂંણ આગળ કહૂં વાત,
જેહસ્યૂં માંડૂં ગોઠડી, તે મૂઝ ન મિલે ધાત. ૩××
ગાડરિયો પ્રવાહ મલ્યો રે, ઘણા કરે તે ખાસ,
પરીક્ષાવંત થોડા હૂઆરે, મિરથાનો વિસવાસરે. ૮
ધરમીને હાંસિ કરેરે, પખ્ય વિહૂણો સીદાય,
લોભ ઘણો જગ વાપિયોરે, તિણેં સાચૂં નવિ થાય રે. ૯

સમાચારિ જુજુઇરે, સહુ કહે માહરો ધર્મ
ખોટું ખરૂ કિમ જાણીઇરે, તે કુંણુ ભાગે ભ્રમરે. ૧૦xx

ઢાલ ૩ પ્રશ્નોતર પૂછે પિતારે-એ દેશી

**સીમંધર** સ્વામિ માહરો રે તૂં ગુરૂ ને તું દેવ,
તુઝ વિણુ અવર ન ઓલગૂરે, ન કરૂ અવરની સેવરે
ઇહાં કિણુ આવજ્યો
વલિય ચતુરવિધ સંઘરે સાથે લાવજ્યો-ઇહાંકણિ૦
તે સંઘ કિમ કિરિયા કરેરે, કિણુ પરે ધ્યાઈ ધ્યાન,
વ્રત પચ્ચખાણુ કિમ આદરેરે, કિણિ પરે દિઈ દાનરે. ઇહાં૦ ૧૭
ઇહાં ઉચિત કિર્તિ ઘણું રે, અનુકંપા લવલેશ,
અભય સુપાત્ર અલપ હૂઆ રે,એહવા **ભ**રતમાં દેશોરે. ઇહાં૦ ૧૮
નિશ્ચય સરસવ જેવડોરે, બહૂ ચાલ્યો વિવહાર,
અભ્યંતર વિરલો હૂયેરે, ઝાઝો બાહ્ય આચારરે. ઇહાં૦ ૧૯xx

**અંતે**

શ્રી **તપગછ**નો નાયક સુંદર શ્રી **વિજયદેવ** પટોધારી રે
કારતિ જેહની જગમાં ઝાઝી બોલે નર ને નારીરે. ૩૯
શ્રી ગુરૂ વયણુ સુણી બુદ્ધિ સારૂ, **સીમંધર** જિન ગાયો,
**સંતોષી** કહે દેવ ગુરૂ ધર્મ પૂરવ પુન્યે પાયોરે. ૪૦

—(૧) બાઇ નંદકોર પઠનાર્થં ૩-૧૩ ના. ભં. (૨) ચૈત્ય વંદન સ્તુતિ સ્તવનાદિ સંગ્રહ ૩-૪૨૮.

---

**૨૯૩ જિનહર્ષ** (૨-૮૧) પૃ. ૧૧૪૪ અનુસંધાન

**(૬૦૪) મંગલકલશ રાસ** સં. ૧૭૧૪ નભ-શ્રાવણુ-એમ સુધારો.

(૨-૮૨) પૃ. ૧૧૪૫

**(૬૧૬) +કુમારપાલ રાસ** સં. ૧૭૪૨ (૨-૯૦)

—સં. ૧૮૪૯ જેષ્ટ શુદ ૮ ચંદ્રવાર ભ. વિજયપ્રભ સૂરિ શિષ્ય પં. પ્રેમવિજય શિષ્ય પં. વિનીતવિજય શિ. પં. રવિવિજય

શિષ્ય પં. નેમવિજય લ. ચતુર્માસ ગિરપુર મધ્યે ગંભીરા પાર્શ્વનાથ પ્રસાદાત્ સાહાજી ચતુરાજી ભાઈ હીરાજીની શ્રાવિકાઓ મલી વંચાવી પત્ર ૧૪૦-૧૩ નં. ૩૧૬ ગોડીજી.

---

## ૩૧૫ જયરંગ (જેતસી) (૨-૧૬૫) પૃ. ૧૨૦૫

(૧૯૮૮) **ચતુર્વિધસંઘનામમાલા** સં. ૧૭૦૦ શ્રાવણ જેસલમેર

—પત્ર ૯ બાલોત્તરા ભં.

---

## ૮૧૫ કેશવ (શ્રીધર ?) (લો.) પૃ. ૧૦૯૪

(૧૬૭૬) **સાધુવંદના** ૧૩ ઢાલ. પૃ. ૧૦૯૪

ઢાલ ઉતમ હિવ શિવ રાય રસી એ દેસી

પઢમ નાહ સિરી **રિસહદેવ**, પહુ કેરા પાય
સુર નર ઈંદ નરંદ નમી, સેવય સુહદાય ૧
**અજિય** અજિય કંદપ્પ જેણુ, જીતો બલવંત
સુહકર સામી વંદીયઇ એ, **સંભવ** ગુણવંત. ૨××

ઢાલ ૧૩ કલશ.

ઇમ **સાધવંદન** કરી આણંદ, દુખનિકંદન સુખકરૂ
ભલ ભવિક-રંજન અસુખ-મંજન પાપ-ગંજન સુરવરૂ. ૧
એ મુનિ-ગુણમાલા અતિ વિશાલા રચી રસાલા શુભ મનઇ
જે કંઠિ ઝીણાણા ભણુઈ વડાલા વરઇ જયમાલા પ્રતિદિનઈ. ૨
ગણી **રૂપસુંદર જીવસુહંકર** જાુગ હરીવર જસધરા
**રૂપસિંહ** વતિ વર શિષ્ય **શ્રીધર (? કેશવ)** કહઇ જયભર જયકરા. ૩

—પૂજ્ય ઋષિ ખેતસી શિ. ઋષિ વિરધા લિ૦ ૧૦-૧૧ દા. ૩૯ પ્રત નં. ૧૩૦. ડા. પાલણુ.

(૧૯૮૯) **ચઉવીસ જિનસ્ત.**

આદિ— રાગ ખંભાતિ ઢાલ ભાષા ફુલાણીના ગીતની
શ્રી શ્રી જિનરાજ સકલ સુખાકર દેવ સોહામણાજી
પામ્યા અવિચલ રાજ, નામિ થાઇ મંગલ અતિ ઘણાજી

અંતે—
જિનરાજ **વીરો** જયકરૂ રે, નિત્ય પ્રતિયઈ નામ,
ગણિ કેશવ કહઇ તેહનઇરે, નિત્ય પ્રતિ સુખનો ધામ. ૯
—૧૭-૧૪ બી. ડી. ૨૯૯ રો. એ. સો. મું. નં. ૧૮૯૩

---

**૯૫૭ક રામવિજય** (ત. કનકવિજય શિ)

**(૧૯૮૯) વિજયદેવ સૂરિ નિર્વાણ સ૦** સં. ૧૭૧૨ આસો વદ ૨ રાંનેર

સકલ જન મન રંજની રે, **સરસતી** દ્યો વર સાર
શ્રી **વિજયદેવ** સૂરિ તણારે, ગુણ ગાતાં જયકારોરે
જંગમ સુરતરૂ. ૧××

સંવત ૧૭ **સતર** આસો **બારો**તરઇ, બીજઇ રચ્યું નિરવાણિ
રહી **રાનેર** ચોમાસું સુહંકરૂં, શ્રી સંઘનઈ કલ્યાણિ. ૨૭
ઇયિ પૂરણ પુન્ય પુન્યાબ્ધ પ્રાંણી શ્રી **વિજયદેવ**સૂરિ ગુણનીલઉ
મચકુંદચંદ ગોખીર સરિખો જાસ જગિ જસ નિરમલઉ
તસ પટ્ટ દીપક કુમતિજીપક શ્રી **વિજયપ્રભ** સૂરિ ચિરંજયો
**કનકવિજય** કવિ **રામ** જંપઈ, વંદત ગુરૂ આણંદત થયો. ૨૮
—પં. જિનવિજય ગણિ શિ. પં. વિદ્યાવિજય ગણિ લિ. સૂરત બંદિરે ૨-૧૪ મારી પાસે.

---

**૫૦૨-૮૫૬ દેવીચંદ** પૃ. ૧૨૮, ૩૨૯, ૧૨૬૦.

**(૧૦૦૨-૧૭૮૨) રાજસિંહ ચોપઇ** પૃ. ૧૨૮, ૩૨૯, ૧૨૬૦
(આ કવિના અને કૃતિના નંબર ભૂલથી બેવડાયા છે)

---

**૩૬૫ક માન (લુ'') (૨-૨૮૨] પૃ. ૧૨૮૦.**

**(૧૯૯૦) સવૈયા માન બાવની.**

સં. ૧૮૧૨ જ્યે. શુ. ૫ લિ. ઋ. મયાચંદ ગ્રામ ધોધૂદા મધ્યે. પત્ર ૪ નં. ૨૬૧૦ અભય.

---

**૫૬૨-૮૮૬ કુશલવિનય પૃ. ૫૬૨, પૃ. ૧૧૦૪**

(બંને નંબરના એક નામના કવિ એકજ છે કે નહિ તે તેની કૃતિઓ જોઇને કહી શકાય.)

---

**૮૮૪ પ્રેમરાજ (૧) પૃ. ૧૪૦૦**

**(૧૮૬૬) વૈદર્ભી ઢાલ** (લ. સં. ૧૭૨૪ પહેલાં) પૃ. ૧૪૦૦

**અંતે—** (પાઠાંતર) દૂહા

કવિતાથેરે સુજાણ છો, **વેદરભી** વિસ્તાર
દાન દેઇ ચારિત લીયો, હૂયો તો જય જયકાર. ૧૮૦
શ્રીદાન સુપાત્રઈ દીજીયઇ, દાનઇ દોલતિ હોઇ
રાજઋદ્ધ સુખ પામીયઇ, **વેદરભી** જિમ જોઇ ૧૮૧
કઠિન ક્રિયા તે કરી, પોહતી સ્વર્ગ આવાસ
**વેદરભી** ગુણ ગાવતાં, પામઈ લીલ વિલાસ. ૧૮૨

—સં. ૧૭૨૪ વર્ષે માહ શુદિ ૧૩ દિનેતિ મંગલમ્ લેખક પાઠકયોસ્તુઃ ।। ધ્રાણપુર નગરે શ્રી. ૭-૧૩ ગો. ના. (આમાં કર્ત્તાનું નામ નથી) (વખતે નં. ૨૬૨ પ્રેમ (પૃ. ૧૦૫૫) ની આ કૃતિ હોય.) પણ તે નં. ૫૨૪ પ્રેમ (૨)ની કૃતિ તરીકે નં. ૧૧૬૩ ક તરીકે પણ (પૃ. ૩૩૪) મૂકાઇ છે તે બરાબર નથી.)

---

**૯૫૮ પદ્મો (દિ૦ વિનયચંદ્ર શિષ્ય)**

**(૧૯૯૧) ધ્યાનામૃત રાસ** [લ. સં. ૧૭૫૮ પહેલાં]

આદિ— દૂહા

સકલ જિનેશ્વર પદ નમૂં, ગુણ છેતાલીસ ધાર
ચુત્રીસ અતિશય પ્રાતિહાર્ય અષ્ટ, અનંત ચતુષ્ટય ચ્યાર ૧
સર્વ સિદ્ધ સદા સમરશું, અષ્ટ ગુણે જયવંત
દર્શન જ્ઞાનમય નિરમલા, સિદ્ધ વસુ ૨ સંત. ૨
છવ્વીસ ગુણે સુરીવર નમૂં, પાલી પંચાચાર
તપ દ્વાદશ આવશ્યક છ, ત્રણ ગુપ્તિ દશધર્મ ધાર. ૩
પંચવીસ ગુણે પાઠક નમૂં, પઢે પઢાવે જ્ઞાન,
અગ્યાર અંગ ચાદ પૂર્વ, અપૂર્વ ધરે નિજ ધ્યાન ૪
વ્રત સમિતિ આવશ્યક ધરિ, હરે ઇંદ્રિ વિકાર,
દાતણ સ્નાન વસ્ત્ર વેગલા, ઉઠે ભોજન એકવાર ૫
ભૂમી શયન જે લોચ કરે, સાધુ ગુણ અઠાવીસ
પંચ પરમેષ્ટીએ નિરમલા, અનુદિન નામું સીસ ૬
**સારદા** સામિણ વલી સ્તવૂં, નિરમલ જ્ઞાન આકાર,
સાર મતિ દ્યો નિરમલી જિમ પામું શ્રુત-સાર. ૭

ભાસ રાસની

પંચ પરમ ગુરૂ ચરણ નમીએ, પ્રણમી **સારદા** માય તો,
અનુક્રમે ગણધર મનિ ધરીએ, અનુસરી સહગુરૂ પાય તો ૧
તમ્હ પરસાદિં ગાયશું એ, વર દો **ભારતી** દેવી તો
ધ્યાન તણા ભેદ વરણવું એ, ગુરૂ ઉપદેશેં સંખેવ તો. ૨
શ્રી **પદ્મનંદી** સૂરિ આદિ એ, શ્રી **જિનસેન ગુણભદ્ર** તો
અનુક્રમેં કવીશ્વર જે હવા એ, મતિજ્ઞાન-સમુદ્ર તો. ૩
શ્રી **શુભચંદ્ર સૂરિ** કૃત એ, **જ્ઞાનાર્ણવ** ગુરૂવંત તો
શ્રી **સકલકીર્ત્તિ** સ્વામી કહ્યો એ, તત્ત્વસાર દીપસંત તો ૪
તે માંહિ મિં સાંભલ્યા એ, ધ્યાનતણા બહુ પ્રકાર તો
તે સંખેપૈ વખાણસું એ, આગમમાંહિ વિસ્તારતો. ૫

સૂર્ય ચંદ્ર તારાગણુ એ, રત્નદીપ તણે તેજ તુ
આપણી આપણી શક્તિ કરી એ, પ્રકટ કરે ગુણુ નિજ તો ૬
જેણી વાટિં ગજ સાંચરે એ મૃગ તિહાં કિમ ન જાય તો
ગગને ગમન જિહાં ગરૂડ કરે એ, તિહાં હંસ કિમ ન જાય તો. ૭
મહાનુભાવ કવિશ્વર જે હવાએ, તિણિ કીયો ભહુ પ્રકાશ
તો પણુ અલ્પમતિ છે મુઝ તણીએ, તુંહિં ચિંતિ થયો ઉલ્હાસ તો ૮
ગુરૂ વાટે મુઝ જાયતિ એ ઉપજે નહિ અહિઆસ તો
હિતમાત સુગમપણિં એ ભવિયણુ સુણો મુઝ સ ભાસ તો. ૯

અંતે—

શ્રી **શુભચંદ્ર** સૂરિ નમી, સમરિ **વિનયચંદ્ર** મુનિપાય
નિજબુદ્ધિ અનુસારે રાસ કીયો **બ્રહ્મ કરમસી** સાહાય ૧૪
અણજાંણિ મે જે કાંઇ બોલીયું, જિન આગમ જ્ઞાન વિરોધ
તે મુઝ ખમયો **સારદા**, હું તહ્મ બાલ અબોધ. ૧૫

વસ્તુ

રાસ કીયો મિં રાસ કીયો મિં ધ્યાન તણો મનોહાર
ધ્યાન તણા ગુણ વર્ણવ્યા, ધ્યાની જનમન રંજન નિર્મલ
પંચપરમેષ્ટી મન ધરી સારદે સામિની ગુરૂ નિગ્રંથ ઉજ્જવલ
પઢે પઢાવે જે સાંભલે અંગ ધરિ અતિ હં ઉલ્લાસ
જિન સેવક **પદમ** કહે, અંત્ય લહિ અવિચલ વાસ. ૧૫

—સં. ૧૭૫૮ શાકે ૧૬૨૩ કાર્તિક વદિ ૮ બુધવાસરે શ્રીપત્તન નગરે **પંડયા ગણેશ** સુત **ત્ર્યંબિકેશ્વરેણ** લિ૦ ૧૮–૧૧ દા. ૪૩ નં. ૪૭ **વડે.**

---

## ૯૫૯ પ્રીતિવર્દ્ધન

**(૧૯૯૨–૧) મહાવીર સ્ત૦** ૩૪ કડીનું. સં. ૧૭૬૮ ચોમાસું કીસનગઢ

**મહાવીર** પ્રણમું સદા જિણ શાસન સિણગાર
તવન કહું નિજ હિત ભણી, આગમનૈં અનુસાર ૧ x x

સંવત સતરંઇ અડશઠ કિસનગઢ ચોમાસ એ શ્રીવીર-
ગાયઉ સુખ પાયો.

(૧૯૯૨-૨) **પાર્શ્વ સ્ત૦** ૨૬ કડી. સં. ૧૭૭૦ ચોમાસું સોજત.

દેવ નિરંજન નિતિ નમૂં, વાંદું જિણવર પાસ
કલપ સુત્રની સાષ દે, તવનચંદ ગુણ રાસ એ ૧ × ×
સંવત **સતરૈ સતર** વરસે **સોઝત** નગર ચોમાસ એ
શ્રી **પાસ** ગાયો સુષ પાયો **પ્રીતિવર્ધન** ભાસ એ
ચ્યાર પાટ કેવલ ભાસ એ. ૨૬

—રો. એ. સો.

---

## ૯૬૦ વિનયકુશલ (ત૦ લક્ષ્મીસાગર સૂરિ–વિબુધકુશલશિ.)

(૧૯૯૩) **ચોવીસી** સં. ૧૭૪૫ અને ૧૭૮૮ વચ્ચે.

સુવિધિ સ્ત૦

શ્રી **લક્ષ્મીસાગર** સુરીનામથી પગપગેં નવેય નિધાન,
**વિબુધકુશલ** સુપસાયથી, **વિનય**સ્યું કોડિ કલ્યાણ.

**અંતે—** વીરસ્તવન. તે તરીયારે ભાઇ તે તરીયા એ દેશી

**વીર**જિણંદ જગત જય ઉપગારી
સાસન સોહ વધારીજી—વીર.

—આદિનાં ૪ પત્ર નથી પત્ર પથી ૯ પાનાં. છેલ્લું પણ પાનું નથી. ભાગ્યરત્નમુનિ ખેડા.

---

## ૯૬૦ક ક્ષમાપ્રમોદ (રત્નસમુદ્ર સૂરિ શિ)

(૧૯૯૩ક) **નિગોદ વિચાર ગીત** કડી ૪૮ સત્યપુર (સાચોર)માં

દોહા

પ્રહ ઉઠી નમીયેં સદા, શાસનનાથ સધીર
ત્રિશલાનંદન જગતિલો, વર સુખદાયક **વીર** ૧

પંચમ અંગે પ્રગટ છે, વારૂ નિગોદ વિચાર
સદ્દહતાં સૂધે મને, સહી હુવે સુખકાર. ૨ x x

કલશ.

**વીર** જિણવર સયલ સુખકર **સત્યપુર** વર સોહએ
સેવે સુરાસુર દીપ્તિભાસુર ભવિક જનમન મોહએ
નિજ ગુણે ગર્જિત કુમતિવર્જિત **રત્નસમુદ્ર** સૂરીસ એ
મન સુદ્ધ ગાવે સહી પાવે, **ક્ષમાપ્રમોદ** જગીસ એ. ૪૮
—૩—૧૨ ગો. ના.

---

## ૯૬૧ મણિવિજય (ત. કપૂરવિજય શિ)

**(૧૯૯૪) ૧૪ ગુણસ્થાનકભાસ** (વિજયપ્રભ સૂરિના વારામાં)

શ્રી **શંખેસર** પૂર ધણીજી, પ્રણમી **પાસ** જિણંદ
નાંમ જપંતા જેહનું જી, આપઈ પરમાણંદ. ૧
ભવિક જન સાંભલો એહ વિચાર
**કર્મગ્રંથ** માંહિ કહ્યો જી, એ સઘળો અધિકાર. ભવિક૦ xx

૧૭ મી ભાસ. દીઠો દીઠો રે **વામા** કો નંદન દીઠો એ દેશી

પૂજો પૂજો રે પ્રભુ **પાસ**જી પૂજો
**સંખેસર** પરમેસર સાહિબ, એ સમ દેવ ન દૂજોરે. ૧
જેહનઈ નામઈ નવનિધિ પામઈ, મુગતિ વધૂ તસ કાંમઈ
સુર નરનારિ બે કરજોડી, આવિનઈ સિરિ નામઈરે પૂ. ૨
તેહ તણઈ સુપસાઈ હરખઈ, ગુણઠાંણા સુવિચાર
બંધ ઉદય ઊદીરણા સત્તા, ભાખી પરઉપગારરે. પૂ. ૩
**સ્થાપુર** મંડણ **શાંતિ** જિણેસર, મહિમા મહિયલ ગાજઈ
**પાસ ચિંતામણિ** ચિંતા ચૂરઈ, **સહસફણો** જિન રાજઈરે. પૂ. ૪
કેસર ચંદન મૃગમદ ઘોલી, પૂજઈ જે નરનારિ
ભાવના ભાવઈ જિનવર આગઈ, તેહની દુરગતિ વારીરે. પૂ. ૫

તપગચ્છ નાયક પૂણ્યઇ પૂરો, શ્રી **વિજયદેવ** સૂરિંદ
તસ પટ્ટ ધારક કુમતિ વારક, શ્રી **વિજયપ્રભ** મુણિંદરે. પૂ. ૬
સકલ પંડિત શિર મુગટ નગીનો, **કપૂરવિજય** ગુરૂસીસ
**મણિવિજય** બુધ ઇણિપરિ જંપઇ, પૂરો સંઘ જગીકાસ રે. પૂ. ૭
—૯ પાનાંની પ્રતમાં ૧ થી ૭ પંક્તિ ૧૩ દા. ૨ ખેડા ભં.

---

## ૯૬૨ કૃપાવિજય (ધનવિજય શિ.)

### (૧૯૯૫) બાર વ્રત પર ૧૨ સઝાય

**આદિ—**

સમકિત રતન જતન કરી રાખો, દૂષણુ પંચ નિવારીરે
જેહ થકી લહીઇ સીવ સંપતિ, શ્રી જિનવચન વિચારીરે.

**અંતે—**

બારમો વ્રત આરાધતાંરે, કાંકર થયારે નિધાન
**કૃપાવિજય** કહે પોષાઇરિ, ઉત્તમ પાત્ર પ્રધાન.
કર જોડીને વીનવુંજી, **ધનવિજય** ગુરૂ સીસ
**કૃપાવિજય** કહે જે સુણેજી, તે લહે અધિક જગીસ
—૮-૧૦ પોથી નં. ૧૨૬ મો. સુરત.

---

## ૯૬૩ સુખવિજય (દયાવિજય શિ)

### (૧૯૯૬) જિનસ્તવનો

ઢાલ કોઈલ પરવત ધૂધલો રે લો એ દેશી
પૂજો પ્રથમ જિનેસરૂ રે લો, **આદિસર** અરિહંત, રંગીલા
પ્રથમ ભિક્ષાચર એ પ્રભુ રે લો, વંદો સમકિતવંતરે રે. ૧××

ધર્મસ્ત૦

સાહિબજી મુઝનઇ દીઉરે, બોધબીજ માહારાજ
**દયાવિજય** કવિરાજનોરે, **સુખવિજય** લહિ સુખસાજ. ૭
—૫-૧૩ દા. ૨૦ નં. ૫૫ સીમંધર ભં. સુરત.

---

## ૯૬૪ સુબુદ્ધિવિજય (ગુલાબવિજય શિ.)

### (૧૯૯૭) મગસીજી પાર્શ્વ દશભવ સ્ત૦

આદિ — દૂહા.

પરમુ માહાતમ સદા, તેવીસમા પ્રભુ પાસ
લોકાલોક પ્રકાશકર, સમરૂં તાસ ઉલાસ. ૧
મુખ કમલ કંઠ વાસિની, જિનશાસન સણગાર
મુજ જીભે વાસો કરો, કહૂં મગસી અધિકાર. ૨
મગસી માલવ પ્રગટિયા, ભવ જલ તારક નાવ
રંકનકૂં રાવણ કીયા, સો હોય ચિતમેં ભાવ. ૩
અવિરતિપણે પૂજિયા, અસુર નર શુભ (ભાવ)
તાસ આલંબન કર ગ્રહો, દાસનકા પ્રભુ નાવ. ૪
જંબૂ દ્વિપના ભરતમેં, મધ માલવ દેસ
સર્વ દેશમેં મુગટમણિ, દૂરભિક્ષ ન કિધ પ્રવેસ. ૫
દસ ભવ શ્રી જિનવર તણા, કમઠ વર શઠ ભાવ
ઇત્યાદિક શ્રી જિનકથા, કહૂં સબ વર્નન બતાય. ૬

અંતે—

અજબ ગતિ કિમ અદભૂત જ્યોતજો
મુખથી રે કેતી વખાણું રે ધણીરે લો
ગુલાબવિજયના સુબુદ્ધિ તણી છે આસજો
તુમ ધ્યાઉં છું હૂં તે પદ લેવા ભણીરે લો. ૧૨
દુહા—અદભુત પ્રગટ્યો કલિયુગે, સ્વામી માલવ મધ્ય
ગૂજર દક્ષણ મરૂધર તાસ દેશ કે સંઘ. ૧
નામ ધરાવ્યાં જુજુવાં પાસ તીરથ બહુ ઠામ
ઉગ્ર નાંમ મક્ષી......(અપૂર્ણ ૩—૧૩ મુનિ જશ૦

---

## ૯૬૫ અજ્ઞાત

### (૧૯૯૮) અંજનાસુંદરી રાસ લ. સં. ૧૭૩૯ પહેલાં

પહિલઇ નઇ કડવઈ હો પાય નમું ભવદુખ ભંજન જે ભગવંતતો
કરમકા ઘાતણા કાપસુ, હવઇ પરભવ પાપના આણુસું અંત તો
રાસ ભણું સતી અંજના, દાન દયા ગુણ સીલ સંતોષ તો
વીરહણી વલીય વઇરાગીણી, સંજમ સાધન ગઇ સુરલોક તો,
સતીય શિરોમણી ગાઇએ. ૧ ××

વંશ વિદ્યાધર ઉપની માય તો, નામે હો નવનીધ સંપજે
એહનૂ નામ જપંતા ભવદુખ જાય તો
હવ પ્રથવી પૂજી કરે સાથરો, અનસણ લીધું છે અંજનામાય તો
ચેહું ગતી જીવ ખમાવતી, ચાર હો સરણા ચીંતે મનમાંહે તો
નારીનૂ લિંગ છેદી કરી, આગલ પામસી પુરૂપનો વેસ તો
તેણે વેસે મુગતિ તે જાયસે, એમ કહે ગ્રથ શ્રી ઉપદેશમાલતો.
૧૫૬ સતી શિરોમણી૦

અધિકું ઉછું જે મેં કહું, તે મીચ્છામ દુકકડુ હોજી
મુઝને શિયલ તણો ગુણ વરણવું હવે સતીય તે સાધવી અંજના જેહ
એહ સંબંધ પૂરો હુવો હવે આગલે ચાલસે સીતાતણી વાત
વિરહણી વલીય વઇરાગિણી રામની ભારજા જગતની માત તો—
૧૫૭ સતી૦

—(૧-૨) ૨૯-૧૦. ૧૯-૧૩ જશ. (૩) સં. ૧૭૩૯ શ્રા. ૭ રવિવાસરે...અલવર મહાદુર્ગે ૧૧-૧૫ વીરમગામ ભં.

---

## ૯૬૬ ખીમ મુનિ (કાન મુનિ શિ૦)

**(૧૯૯૯) પંચ મહાવ્રત સઝાય.** પાંચ ઢાલમાં

**આદિ—** કપૂર હુવેં અતિ ઉજલો રે એ દેશી
સકલ મનોરથ પૂરવે રે, સંખેસરા જિનરાય,
તેહ તણા સુપસાયથી રે, કરું પંચ મહાવ્રત સઝાય રે
મુનિજન એ પહેલૂં વ્રત સાર.

અંતે—

સંયમ રમણીસું જે રાતા, તેહને એહ ભવ પર ભવ સુખશાતા,
પાંચે વ્રતની ભાવના કહી, તે **આચારાંગ** સૂત્રથી લહી. ૫
શ્રી કાંન મુનિ ઉવઝાય તણો, જગમાંહિ જસ મહિમા ઘણો
તેહનો શિષ્ય **ખિમ** મુનિય કહે, એહ સજ્ઝાય ભણે તે સુખ લહે. ૬

---

## ૯૬૭ અજ્ઞાત

**(૨૦૦૦) ખિમ ઋષિપારણાં** (ઐ.) ૮૩ કડી લ. સં. ૧૭૮૨ પહેલાં

કાંગ કોદ્રવ કુલથી જાણુઇ, કરંબઉ કઇર તે વખાણીઇ
કપૂરીઆં કુટવડી દેઇ, તે **ખિમ** ઋષિ પારણુ કરેઇ ૧××
નેઉ વરસ પૂરૂં આઇ, વરસ ત્રીસમઈ સંયમ હોઇ
સાત વરસ ગુરૂ-સેવા કીદ્ધ, પછઈ અભિગ્રહ તપ સુપ્રસિદ્ધ તુ ૮૩
—પત્ર ૧૯ થી ૨૩ સં. ૧૭૮૨ નો એક ચોપડો મુનિ જશ૦

---

## ૯૬૮ (બ્રહ્મ) જ્ઞાનસાગર (દિ. કાષ્ઠાસંઘ શ્રીભૂષણ શિ.)

**(૨૦૦૧-૧) અનંત ચતુર્દશી કથા** કડી ૫૪ (લ. સં. ૧૭૮૯ પહેલાં.)

શ્રી જિનવર ચૌવીસે નમું, **સારદ** પ્રણમી અઘ નિગમું,
ભાવે ગણધર પ્રણમુ પાય, ભાવે વંદુ સદગુરૂરાય. ૧
**અનંતવ્રતની** કથા પવિત્ર, સુણજ્યો સજન ચિત્ર વિચિત્ર,
જંબુદીપ **ભરત** વર જાણુ, આર્યખંડ તિહાં અનૂપ વખાણુ. ૨××
પાંડુરાય જિણ પૂજા કરી, પૂન્ય ભંડાર સંપૂરો ભરી,
હર્ષસહિત આયો નિજ થાંન, પુન કર્યે મહિમાજન માન. ૫૩
જે કોઇ વ્રત ભાવે કરે, તે નર મુક્તિ રમણી કરથુ ધરે,
**શ્રીભૂષણ** પદ સમરી સહી, કથા **જ્ઞાનસાગર** મુની કહી. ૫૪

**(૨૦૦૧-૨) સુગંધદશમી વ્રત કથા** કડી ૪૩

શ્રી જિન સારદ મનમાં ધરૂં, સદગુરનેં નિત વંદન કરૂં,
સાધ સંત વંદો હું સદા, કથા કહૂ દશમીની મુદા. ૧ ××
એ વ્રત જે નરનારી કરે, તે ભવસાગર લીલા તરે,
ગ્યાનસાગર મુની ઇમ ઉચ્ચરે, જિણ ચરણે ચિત જુ ધરે. ૪૩

**(૨૦૦૧–૩)** દશલાક્ષણિક કથા કડી ૫૫

પ્રથમ નમન જિનવરને કરૂં, સારદ ગણધર પદ અનુસરૂં,
દશ–લક્ષણવ્રત કથા વિચાર, ભાખું જિન આગમ અનુસાર. ૧ × ×
ભટ્ટારક **શ્રીભૂષણ** ધીર, સકલ સાસ્ત્ર પૂરણ ગંભીર,
તસ પદ પ્રણમી બોલે સાર, **બ્રહ્મ જ્ઞાનસાગર** સુવિચાર. ૫૫

**(૨૦૦૨–૧) રત્નત્રયવ્રત કથા** કડી ૪૪

શ્રી જિનચરણ–કમલ નમું, સારદ પ્રણમી અઘ નિગમું,
ગૌતમ કેરા પ્રણમુ પાય, જેહથી બહુવિધ મંગલ થાય. ૧
શ્રી **રત્નત્રય વ્રત**ની કથા, જિન આગમ કહી છે યથા,
ભાખ્યું તેહ તણો અનુસાર, સુણજ્યો શ્રાવક ધર્મ વિચાર. ૨
રતન–ત્રય વ્રત જે નર કરે, તે નર મુક્તિ રમણી સુખ વરે,
યહ ભવ બહુલી પાવે રિધિ, પરભવ સકલ પદારથ સિદ્ધિ. ૪૩
પામે મણિ માણિક ભંડાર, પદ પદ મંગલ જય જયકાર,
**શ્રીભૂષણ** ગુર પદ આધાર, **બ્રહ્મ ગ્યાન** બોલે સુવિચાર. ૪૪

**(૨૦૦૨–૨) સોલકારણ વ્રત કથા** કડી ૩૪

શ્રી જિનવર ચોવીસ નમું, સારદ પ્રણમી અઘ નિગમું,
નિજ ગુર કેરા પ્રણમુ પાય, સકલ સંત પ્રણમી સુખ થાય. ૧
ષોડશ કારણ વ્રતની કથા, ભાખુ જિન આગમ છે યથા,
શ્રાવક સુણજ્યો નિજ મન શુદ્ધ, તેહથી તિર્થંકર પદ વૃધ. ૨ × ×
જે નરનારી એ વ્રત કરે, તે તીર્થંકર પદ અનુસરે,
ઇહિ ભવ પામે રિદ્ધિ અપાર, પરભવ મોક્ષ તણો અધિકાર. ૩૩
પામે સકલ ભોગ સંયોગ, ટલે આપદા રોગ વિરોગ,
**શ્રીભૂષણ** ગુર આધાર, **બ્રહ્મ જ્ઞાનસાગર** કહે સાર. ૩૪

**(૨૦૦૨-૩) અઠાહી વ્રત કથા** કડી ૫૩

શ્રી જિણ **સારદ** ગણધર પાય, પ્રણમી માંગુ એક પસાય,
વ્રત અષ્ટાન્હિકા કથા વિચાર, ભાખું આગમનેં અનુસાર. ૧ ×××
એ વ્રત જે નરનારી કરે, તે ભવસાગર વેગેં તરે,
**શ્રીભૂષણ** ગુરૂ આધાર, **બ્રહ્મ જ્ઞાનસાગર** કહે ઇહ સાર. ૫૩

**(૨૦૦૩-૧) નિર્દોષ સપ્તમી** કથા કડી ૪૧

શ્રી **જિન**ચરણ-કમલ અનુસરૂં, **સારદ** નિજ ગુરૂ મનમાં ધરૂં,
નિરદોષ સપ્તમી કથા, બોલું જિન આગમ છે યથા. ૧ ××
એ વ્રત જે નરનારી કરે, તે નર ભવસાગર ઉતરે,
અજરામર પદ અવિચલ લહે, **બ્રહ્મ જ્ઞાનસાગર** ઇમ કહે. ૪૧

**(૨૦૦૩-૨) આકાશપંચમી** કથા કડી ૭૯

શ્રી જિનસાસન પય અનુસરૂં, ગણધર નિજગુરૂ વંદન કરૂં,
સાધ સંતના પ્રણમું પાય, જેહથી કથા અનોપમ થાય. ૧
સમવસરણમાં **શ્રેણિક** ભૂપ, સુણતો **જિન**વર કથા સ્વરૂપ,
આકાશપંચમી વિકથા વિચાર, ઉપદેશ શતશ્રી **વીર** કુમાર. ૨ × ×
**કાષ્ટા** સંઘ સરોજ પ્રકાશ, **શ્રીભૂષણ** ગુરૂ ધર્મનિવાસ,
તાસ સિષ ઈમિ બોલે સાર, **બ્રહ્મ જ્ઞાનસાગર** કહે મન રંગ. ૭૯

—ઉપરની સર્વે કૃતિ એક ચોપડીમાં. સં. ૧૭૮૯ ફા. સુ. ૧૫ સનિ શ્રી **મૂલ** સંઘ **બલાત્કારણ** ગણેઃ **સરસ્વતી** ગચ્છે ભટ્ટાર્કશ્રી કુંદકુંદાચાર્ય આમનાયે આચાર્ય શ્રી **હર્ષકીર્ત્તિ**ઃ તત્ સિષ્ય બ્રહ્મચય **સુખસાગરેણ** લપિકૃતં **સાહશ્રી** દુખનમલજી તત્ પુત્ર **બાબુજીશ્રી મયારાંમ** પઠનાર્થે **ખંડેલવાલ** જ્ઞાતી ચીરંજીયાત **પટ્ટણા** મધ્યે શુભં ભવત્ । સેઠ સુદરસણ સમીપે । કલ્યાણમસ્તુઃ શ્રીરસ્તુઃ શ્રી. જિનદત્ત ભં. મુંબઈ.

**(૨૦૦૩-૩) નેમ રાજુલ બત્રીશી**-૩૨ કવિત.

કવિત

ભોગ અનોપમ છાંડ કરી તુમ જોગ લીયો સુખકો મન ઠાંણ્યો,
સેન વીચિતર ભલાઈ અનોપમ સુંદર નારકો સંગ ન જાંણ્યો.

શક્ર તણો સુખ છોર પ્રતક્ષ કહા દુખ દેખત હોય ન આંણ્યો,
રાજુલ પુછે નેમકુમાર સ્યું જોગ વીસાર કહા મન આંણ્યો. ૧××

**અંતે—** કલસ

વાત કહી દસ વીસ રાંણી રાજુલને સારી,
નેમિકુમાર કહી નેમ વિવિધ દષ્ટાંત તત્ત્વ વિચારી.
આદર વિનય વિવેક, સકલ યુ સમઝાયો,
નેમનાથ દઢ ચિત્ત કથ્યહું રાજુલ વસ કીનાયો,
રાજીમતી પ્રતિબોધકેં સુધ ભાવ સંજમ દીયો,
બ્રહ્મ જ્ઞાનસાગર કહે વાદ નેમિ રાજુલ કીયો. ૩૨

—અમૃતવિજયના ૨૪ ચોક સાથે જોડી દીધેલ પ્રત ૯–૧૩ ના. ભં.

---

# વિક્રમ ઓગણીસમી સદી.

**૪૭૧ જેમલ** (લોં.) પૃ. ૨૨, ૩૨૧

(૧૧૩૮–૨) ખંધક **ચોઢાલીઉં** સં. ૧૮૧૧ ચૈ. ૭ લાડૂયામાં

પૃ. ૩૨૧ અનુ.

**સાવથી** નગરી સોહામણીજી, **કનકકેતુ** તિહાં રાય,
ખંધક કુમર સોભાગીયોજી, **મલ્લીકુમરી** માય. ૧
ક્ષમાવંત જોય ભગવંતરો ગ્યાંન. × ×
કરમ ખપાવી મુગતે ગયા, વધાર્યો હો જયો ધરમની સેવ,
સંવત **અઠારે ઇગ્યારોતરે** ચૈત્ર માસા હો સાતમ વાર.
**લાડુયે જેમલજી** કહે ઉછો અધિકો હો મીછામિ દુક્કડ જોય. ૬૭

—૮–૬ કુશલ.

**(૨૦૦૩ક) ચંદ્રગુપ્ત સોલ સુપના સજ્ઝાય.**

પાડલીપુર નાંમે નગર, **ચંદ્રગુપ્ત** તિહાં રાય,
સોલે સુપણાં દેખીયા, પાખી પોસા માંહિં. ૧ ××

**વિવહાર** સૂત્રની ચૂલકા, કહ્યો **ભદ્રબાહુ** સ્વાંમારે,
તિણ અણુસારેં જાંણજો, ઋ૧ **જેમલજી**રી જોડારે.
**ચંદ્રગુપ્ત** રાજા સુણ્યાં. ૩૫

—સં. ૧૯૦૯ લિ. ઋ. દેવીચંદ મંગલવાર પૂરણીયેં નગર મધ્યે બાબુ ગો. ગુલાબચંદજીકે કોઠીમેં શ્રી નગદર્શણ સ્થાને. ૩૦ પત્રની પ્રતનાં છેલ્લાં ત્રણ પત્ર. પો. ૩૦ કુશલ.

(આ જેમલજીના ટુંક વૃત્તાંત માટે નીચેની કૃતિ જુઓ.)

---

## ૯૬૯ અજ્ઞાત

(૨૦૦૪) **જેમલજી ગુણ વર્ણન** (ઐ.) કુલ ૫૩ કડી. ૩ ઢાલ.

અરિહંત સિધનેં સાધ ગુરૂ, પ્રણમું વારંવાર,
ગુણ કહુ શ્રીપૂજના, સાંભલજો નરનાર. ૧
પૂજ **બૂધરજી** દીપતા, વેરાગી ભરપૂર,
જ્યાં પુરસાંરા પાટવી, પૂજ **જેમલજી** જગસૂર. ૨××
સંવત **અઢારે તેપનેં**, **નાગોર** સહર જાસ,
પૂજા મનોરથ પૂરનેં, કીયો સરગપૂરીમેં વાસ. ૫૩

—લી. બોહોરા સુખદેવ મિતિ ફા. સુ. ૫ ૩–૧૮ શેઠીઆ.

(આનો સાર એ છે કે:— લાખીયા ગામે મુંતા મોહણદાસને ત્યાં મેહમાદેથી જન્મ. ભણી લગ્ન કર્યાં. વેપાર અર્થે મેડતા આવતાં બૂધરજી મુનિ મળ્યા તેની દેશના સુણી સંયમની ઇચ્છા થઇ—આખરે દીક્ષા મેડતામાં લીધી સં. ૧૭૮૮ માગશર વદ ૨ (બાવીસમે વર્ષે)—ગુરૂ સાથે વીકાનેર આવી સૂત્ર સિદ્ધાંત ભણ્યા. એકાંતરા ઉપવાસ. સોલ વરસ સુધી અખંડ ગુરૂ સાથે રહ્યા. વિહાર જોધપુર, જેપુર, દીલ્લી, આગ્રા, ચુરૂ, ફતેપુર, વીકાનેર, મારવાડ મેવાડ, કીસનગઢમાં. ૧૮૪૦માં નાગોર આવ્યા. પછી સં. ૧૮૬૨માં શરીર બાધા ઉપજી. સંથારો કર્યો સં. ૧૮૫૩માં સ્વર્ગવાસ)

---

**૪૮૦ આલમચંદ** (ખ૦ આસકરણ શિ૦) પૃ. ૫૭, તથા ૩૨૪

**(૧૧૪૬) જીવવિચાર ભાષા** ગા. ૧૧૪ સં. ૧૮૧૫ વૈ. શુ. ૫
કવિવાર મુકસુદાબાદ પૃ. ૩૨૪ અનુ.

**જીવવિચાર** સંખેય સુજાણ, જિનમત ગ્રંથ સમુદ્ર પ્રમાણ,
જીવ જાણ્યા જાણે સબ તંત, સૂત્ર સિદ્ધાંત તણો વિરતંત. ૧૦૯
**સમયસુંદરજી** શાખ પ્રસિદ્ધ, **આશકરણજી** પંડિત વૃદ્ધ,
તાસુ શિષ્ય **કલ્યાણચંદ**, તસુ લઘુ બંધવ **આલમચંદ.** ૧૧૦
તિણ યહ ભાષા રચી બણાય, નિજ મતિ માફિક યુગતિ ઉપાય,
બાલક ખ્યાલ કિયો મેં એહ, સુગુણ સુકવિ મતિ દીજ્યો છેહ. ૧૧૧
**બાણ શશી વસુ ચૂત્દ** વખાણ, એવં વચ્છર સંખ્યા જાણ,
વૈશાખ સુદિ પંચમી કવિવાર, ભાષાબંધ રચ્યો જીવાવચાર. ૧૧૨
સાહ **સુગાલચંદ** સુગુણ પ્રવીણ, શ્રી જિનધર્મ માંહે લયલીન,
તિનકે હેતુ કરી યહ જોડિ, દિન દિન હોજ્યો મંગલ કોડિ. ૧૧૩
નગર નામ **મકસૂદાબાદ**, દિન દિન સુકખ હે ધર્મપ્રસાદ,
સંઘ ચતુર્વિધકું જિણચંદ, નિત નિત દીજ્યો અધિક આણંદ. ૧૧૪

—સૂર્યમલ યતિના ગુટકામાંથી.

---

**૫૦૬ રાયચંદ (૩)** પૃ. ૧૪૨, અને ૩૨૯.

**(૧૧૫૨-૩) ચેલણા ચોઢાલીઉ** સં. ૧૮૨૦ વૈ. શુ. ૬ બીમરીમાં
પૃ. ૩૩૦.

—પત્ર ૪ શેઠીઆ.

**(૨૦૦૫-૧) પ્રવચનમાતા ઢાલ** સં. ૧૮૨૧ ફા. વ. ૧. જોધપુર

પાંચ સુમતિ તિને ગુપત, આઠે પ્રવચન માત,
એ સુખ ચાવો સાધજી, તોપ કરો દિનરાત. ૧xx
અધિકો ઓછો ઇહાં આવીયોરે, મિછામિ દુકડ મોયહો,
પુજ **જેમલજીરા** પ્રસાદથીરે, રિષ **રાયચંદ** કહે જોય.

સંવત અઢારેએકવીસમેં રે લા૦ ગઢ જોધાંણો મઝાર હો,
ફાગુણ વદ એકમ દિનેરે, લા૦ સુણતાં જેજેકાર હો.

—કુશલ૦

(૨૦૦૫-૨) ચેતનપ્રાણી સઝાય ૪ ઢાળ.

---

## ૯૭૦ મેઘ.

(૨૦૦૬) મેઘવિનોદ સં. ૧૮૩૫ આસપાસ. (હિંદીમાં)

આદિ—

સકલ જગત આધાર પ્રભુ, સકલ જગત સિરતાજ,
પાપ-વિદારણ સુખકરણ, જય જય શ્રી જિનરાજ. ૧
તાહિકો મેં સમરિકે, કરૂં ગ્રંથ સુખકાર,
મેઘવિનોદ નામ રસ, સકલ જીવ ઉપકાર. ૨
ચરણજુગલ ગુરૂકે નમું, સમરૂં શારદ માય,
પુનઃ ગણેશ પદ નિત નમું, દિન દિન મંગલ થાય. ૩
કવિ અપાર જગમેં ભયે, કીને ગ્રન્થ અપાર,
તિન ગ્રન્થનકા મત લહીં, કહત મેઘ સુખકાર. ૪

—વીકા૦

(૨૦૦૭) ચતુર્વિંશતિ સ્તુતિ સં. ૧૮૩૫ ફા. શુ. ૧૩
મંગલ ફગવાડામાં.

તનુજો રામ સુસિદ્ધિ નિસપતિ માસ ફાગણ સુદિ કહી,
તીન દશ તિથિ ભૂમિકો સુત નગર ફગુઆ કર લહી.
કરજોડ કે મુનિ મેઘ ભાખે શરણ રાખ્યૂં જિનેશ્વરં,
સબ ભવિક જન મિલ કરો પૂજા જપો નિત પરમેશ્વરં.

—વીકા૦

---

## ૯૭૧ સુરેંદ્રકીર્ત્તિ (દિ૦)

(૨૦૦૮-૧) વિષાપહાર સ્તોત્ર ભાષા (હિંદી) સં. ૧૮૩૬ માઘ વ૦ ૧૪ કાસીમબજારમાં

દોહા.

શ્રી જિન રિષભ મુનીસપદ, નામ કરી સીસ નવાય
વિષહારી થુતિકી રચૂં, ભાષા સબ હિત લાય. ૧××

કડખા છંદ.

દેવ તુહ ભક્તિકું સહજ જો કરતુહૈ દેતુ હો તાસ મનપૂર્ણ ફલકું
ફેરિ થુતિ રૂપ તૈં ગાઢિ કીહી થકી દેત સુખકીર્ત્તિ ધનજીતિ કુલકું
સ્તોત્ર તુઝિ સેઠજી નામ ધનજય કહ્યૌ તાસ સુત કાવૈંગરલ નાસા
કીર્ત્તિ સુરઇંદ્ર મુંનિ તાસ ભાષા રચી, હીરકી વિનંતી પાઇ ખાસા. ૪૧

દોહા

અઠારસૈ છત્તીસમૈં, માઘ ચતુર્દશી નીલ
કાસ્મબજાર સુથાંનમૈં, ભાષા રચી રસીલ. ૪૨

(૨૦૦૮-૨) સિદ્ધપ્રિય સ્તોત્ર નવીન ભાષા (હિંદી) સં. ૧૮૩૬

પ્રથમ જિનેશ્વર આદિપતિ, વર્દ્ધમાન જિન પ્રાંત
તાહિ વંદિ ભાષા કરૂં, હ્રસ્વ સ્વયંભૂ કાંત. ૧××

કુંડલિયા છંદ

દેવનંદિ મુનિરાજ કૃત. સિદ્ધિપ્રિયે જો સ્તોત્ર
કયા ભાષા ઉસકી કરૂં, તાસ કહ્યૌ કુછિ ગોત્ર
તાસ કહ્યૌ કુછ ગોત્ર અર્થ નહિ ભાવ ન આયે
બહુત અર્થ તિસમાંહિ ભાષામૈં તનુ લાયે
હેતુ ન છોડયૌ તાસ સબ્દાડંબર અનુગયો
સુરિંદ્ર કીર્ત્તિ મુનિરાજ બાલબુધિ સમઝ ન લયો. ૨૭

ચોપઈ

અઠારસૈ છત્તીસ મઝાર, માઘ ચતુર્થી શુકલકી સાર
હીર પઢનકુ ભાષા કરીજુ, કાસ્મ બજારમૈ મન હરીજુ. ૨૮

**(૨૦૦૮-૩) ભૂપાલ ચૌવીસી સ્તોત્ર નવીનભાષા** (હિંદી) સં. ૧૮૩૬ માઘ શુ. ૧૪ કાસિમબજારમાં.

પરમ ધરમ જિનરાજકો, જગમેં હો જયવંત
જિન પ્રરૂપદ મો હિય વસો, વાંની વદન વિલસંત. ૧xx
યે સ્તોત્ર જિનરાજકો કીયો **ભૂપાલ**શે
સર્વ ચેત હારકો વાંચિ સુખ હૈ અપારહી
તાસહી કી સુરસી ભાષા બહુત સુરસી જરી
ભક્તિ જરસી રસી રચી જૂ રૂપ વાર હી
સર્વ સંઘ કાજઈ **આંબેરિ** ગચ્છ રાજઈ
ભટ્ટારકકુ હા જઇ **સુરેંદ્રકીર્ત્તિ**જી ભની
**કાસિમબજારમેં** ભક્તિભાવ સારમૈ
રાવ ગઆ ચાર મહીરાનંદ અજીવની. ૨૮

ચૌપઇ

**અઠારૈસે છતીસ** સુસાલ, માઘ ચતુર્દશ સુકલ સુકાલ,
ભાષા કીહ્નિનસવ હિત લાય, બુધજન વાંચો નિજ હિત લાય. ૨૯

—ઇતિ **ભટ્ટારક**થે **સુરેંદ્રકીર્ત્તિ** વિરચ્યતા **ભૂપાલ** ચોવીસ સ્તોત્ર નવીન ભાષા સમાપ્તા.

**સમ્મેદશિખર ગિરિ સ્તોત્ર** (સં.) ૩૩ શ્લોક.
અબ્દે **ષટત્રિક સિદ્ધિ ચંદ્ર પ્રમિતે વૈશાખ માસે શુભે.**
શ્રી ભટ્ટારકદેવ શક્ર યશશા **સ્તં**બાવતી ગચ્છકે,
**ક્ષેમેંદ્રાદિ સુકીર્તિ**કસ્ય શુભ સચ્છાત્રેણપુણ્યેન્હિ વૈ xx

**(૨૦૦૮-૪) સમ્મેદશિખરજીકા સ્તોત્રકી ભાષા** (હિંદી)

દોહા

પ્રથમ **અજિત** જિનેશ પદ, ચરમ **પાસ** પદસાર,
વિચલેયુત વંદ સદા, શિખર **સમ્મેદ** સુકાર. ૧xx
ભટ્ટારક **આંવૈરિકૈ સુરિંદ્રકીર્ત્તિ** અભિરામ,
સંસ્કૃત ભાષા દોઉ નિકે, કરતાહે જસ ધામ. ૩૫

**અઠારહસૈ છતીસ** મેં, ફાગુણ પંચમી નીલ,
ભાષા **કાસ્મબજારમેં**, કીહની હૈ જુ રસીલ. ૩૬
—પત્ર ૯૫ થી ૧૦૯ એક ચોપડો નં. ૨૪૬૮ શ્રી મુક્તિ. વડોદરા.

---

## ૯૭૨ કાન

### (૨૦૦૯) ફલવર્ધી (ફલોધી) પાર્શ્વનાથનો છંદ (રાજસ્થાની ભાષા)

**આદિ** કાવ્યં

વંદે **પાસ** જિણંદચંદ–તિલગો તિલોયનાહો વરો
દેવિંદાય નરિંદ વંદીય પયો રૂરા કરો દુબ્ભરો
વિખ્યાતો મહિ **આસસેણ** તનયો **વામા** સુતં વિમ્મંલ
માતા શ્રી **પદ્માવતી** મમ સદા કુર્વંતુ નો મંગલં. ૧

ગાહા

નવ મંગલ નવ રયણી, નવિ દલ કમલ વિકાસિયા નયણી
ગિરૂ યતિ હંસાગમણી, વંદે **સરસત્તિ** શશિવયણી. ૨

વછૂઆ (વસ્તુ) છંદ

વદન શશિહર વદન શશિહર ગમણુ ગયવર વંદિજહમાણિ
સમરવિ સતગુરૂ સાઇ વિધ ગુણહ ભંડાર પ્રણમેવિ ગજાનન
પ્રગટ જનમસિં **પાસ** જિણુ વિજય નર અમર અહિ ચરણુ વંદન
ઇલ મંડલ તીરથ અચલ, **ફુલવધિ** પહ ફલ દીયણુ
મો મતિ આસતિ મો સંગતિ, વાખાણુસિ ગુણુ વયણુ. ૩

૪ અડલ, ૫–૪૩ મોતીદામ, ૪૪–૪૮ દૂહા, ૪૯–૭૩ ત્રાટકી જાતિ, ૭૪ કવિત્ત, ૭૫ દૂહા, ૭૬–૧૦૯ વૃદ્ધ નારાચ, ૧૧૦–૧૨૧ જાતિ કેસરી, ૧૨૨ કલસ

**અંતે—**

જય વિજય સંપદ સાંનધકારક દુખ નિવારક **પાસજિનં**
પરમાણંદ આણંદ પ્રેમ પ્રફુલ્લત નેત્ર વિકસ્સત પ્રતિમન્નં

નિકલંક નિરંજણુ નાથ નમો નમહું સરણું પ્રભુ ત્રિભયણું
જયતિ જય પારસનાથ જયો ફુલવિધ અધિપતિ જયતિ જિણું ૧૨૧

કલસ

ત્રિભિનાથ અનાથ નાથ શ્રીનાથ નમો નમ
જગ વિખ્યાત આવખ્યાત નાથ જગનાથ જયો મમ
અધકરણુ અસ્ત સુરતર સમસ્ત કિંન્નર આરાધક
ત્રિજગતનાથ શ્રી પાર્શ્વનાથ સુપ્રસન્ન મન સાધક
જયતિ જયતિ સત્તવિજયત જયતિ દીયતિ સુગતિ સદગતિ દીયતિ
કવ કાંન સ્વેતાંબર કહિત કૃત શ્રી ફુલવિધ અધ પત્તિ સત્તિ. ૧૨૨
—૬–૧૬ અનંત. નં. ૨.

---

**૯૭૩ મયાચંદ** (રત્નસિંહ શિ.) સરખાવો ૫૯૨ક મતિ-
લાભ–મયાચંદ પૃ. ૩૨૩

**(૨૦૧૦) બુદ્ધિ રાસ યા સવાસો શીખ સઝાય.** મુલતાનમાં

પ્રણમી પ્રથમ જિણવરૂ, સમરી ગુરૂ જયકાર
જાસુ વચન શ્રવણે સુણ્યાં, આવહિ બુદ્ધિ અપાર. ૧××

શ્રી મુલતાંન નગર સુખકારી, સીખ સવાસો ઇમ વીસ્તારી
ગુરૂ રત્નસિંહ સુગુરૂ ચિર નંદે, મુનિ મયાચંદ સદાય પદ વંદે. ૧૪૫

—૩–૧૦ દા. ૩૬ ડા. ચાલણું૦

---

**૯૭૪ અમરવિજય** (ત૦ સદાવિજય–સુરેન્દ્રવિજય શિ)

**(૨૦૧૧) શાંતિજિનસ્તુતિ** ૧૩૫ કડી. ૧૮૧૯ રાંદેરમાં

આદિ દૂહા

પરમ ધરમ ધન પૂરવા, સદગુરૂ સુરતરૂ સાર
આવેં મતિ ઉકતિ અધિક, અચલ અવનિ ઉપગાર. ૧

અનંત ચોવિસિ ઓલગું, પરમ પુરૂષ પરધાંન
જયકારિ જિન મંડલિ, ધરૂં શુચિ સમરણ ધ્યાંન. ૨
શ્રુતદેવી દીવિ સદા, દીપેં પ્રબલ પ્રકાશ
વસો મનમંદિર મુદા, આપો વચન વિલાસ. ૩
શાંતિકરણ શ્રી શાંતિનો, ગાસ્યું ગીત રસાલ,
ભણતાં સુણતાં ભાવસ્યું, પસરેં પ્રતિ મંગલ માલ. ૪

**અંતે**

એહ કલ્યાંણક પ્રભુ તણા, ગુરૂ–કૃપાઇ ગાયા ઉલાસરે
સંવત **અઢાર ઉગણિસમાં** રહી **રાંનેર** ચોમાસરે. ૧૩૨
શાંશ્વત તપ ગછ ગગન શશિ યશ ધણો સબલ સૂરિ શિરતાજરે
અધિક સુખ **ઉદયસૂરિ** સદા સંથુણ્યો **શાંતિ** ગણિરાજરે. ૧૩૩
વિબુધ વિચક્ષણ વાંણિઇ, **સદાવિજય** સુખકારરે
સદ્‌ગુરૂ સુરેંદ્ર સદા કરેં, **અમર** મુનિ ઉપગારરે. ૧૩૪

કલસ

વિશ્વસેન નંદન ત્રિજગવંદન, ભાવઠિ ભંજન ભયહરો
સોલમાં સ્વાંમિ મુગતિગાંમી કહ્યા કલ્યાણક વંછિતકરો.
બહુ ભાતિ યુતે એક ચિત્તેં ભવિક આરાધો અતિ ભલઇ
સુગુરૂ **સુરેંદ્રવિજય** સંપદ નિત્ય **અમર** મુનિ સુખનિરમલા. ૧૩૫

—૫—૧૬ ખેડા નં. ૩. (ઉદયસૂરિ સ્વ. ૧૮૩૭)

---

**૫૦૭ગ ફકીરચંદ પૃ. ૧૫૨.**

**(૧૦૧૭ઘ) બૂઢાનો રાસ** સં. ૧૮૩૬ માગસર રાજસ્થાનીમાં

(પૃ. ૧૫૨ અનુ૦)

**આદિ**  દૂહા

દયા જ માતા વીનઉં, ગણધર લાગૂં પાય
**વર્દ્ધમાન** ચોવીસમા, વાંદૂં શીસ નમાય ૧
કન્યાનેં જમી તણોં, પઇસો ન લીજે કોય
બૂઢાનેં પરણાવતાં, ગુણ બૂઢારા જોય. ૨

અંતે ઢાલ ૧૪ જત્તની દેશી

બેટી થારા માથારો મોડો, તોનેં ઇન બિન કિસડી ડોડો
ઇણુ સુહાગણુ પણુસું ધાઇ, સામાઇક કરિસ્યૂં સદાઇ. ૧
નવ તત્ત્વ સદા મન ધરસું, તપસ્યાનેં પોસો કરસું
ઘટ સારૂ દાંન જ દેસું, મન માંન્યો કારજ કરસ્યૂં. ૨
સંબત અઠાર છત્તીસ આંણુ, મિગસર બલિ માસ વખાંણુ
ચંદ ફકીર એ વખાંણી, સુણુજ્યો કલજુગ નીસાંણી. ૩

—(૧) સં. ૧૯૧૭ ભા. સુ. ૭ લિ. ઋ. અબીરચંદેન શ્રી અજીમગંજમેં. ૫–૧૩ નં. ૯૨૩ કુશલ૦ (૨) લિ, ઋ. છગનચંદ્રેણુ સા. છોટુલાલ પઠન હેતવે મકસુદાબાદ અજિમગંજ મધ્યે સં. ૧૯૩૪ પ્ર૦ જે૦ કૃ. ૧૪ સૌરીવારે ૪–૧૫ નં. ૯૩૪ પો. ૨૩ કુશલ.

---

## ૫૨૩ માનવિજય (ત. કપૂરવિજય શિ) પૃ. ૧૯૬

**(૧૦૪૪) ગજસિંહકુમાર રાસ** સં. ૧૮૫૩ ફા. શુ. ૨ પિંડપુર (એમ સુધારો)

—સં. ૧૮૭૮ વૈ. સિતાતર દિવસે ભ. વિજયઉદય સૂરિશિષ્ય પં. ગુલાબવિજય શિષ્ય પં. ગૌતમવિજય લ૦ પૂરણી નગરે ગોડીચા જિનપ્રસાદાત્ ૬૮–૧૩ નં. ૩૧૫ ગોડીજી.

---

## ૯૭૫ મેઘવિજય (રંગવિજય શિ.)

**(૨૦૧૨) ગોડી પાર્શ્વનાથસ્ત–મેઘાકાજલ સંધ્યાહનું સ્તવન** લ. સં. ૧૮૫૭ પહેલાં

—સં. ૧૮૫૭ના માગસીર વદી ૯ વાર સોમે લિખતં ભોજક હેમા મેંઠા શ્રી પાટડી મધે લિખ્યા છે ઠાકોર માનસંઘ પઠનાર્થે. ૭–૧૩ મુનિ જશવિજય સંગ્રહ.

---

૯૭૬ રૂપ

**(૨૦૧૩) ગોડી પાર્શ્વનાથ છંદ કડી ૧૧૨**

ત્રિભુવન મઝિ તત સારં જપાં ઉરધાર જાસ જગ ઉદ્ધરણું. ××
અફલ ઘણુ કીરતિ મહિલા ઘણી,
સેવક રૂપ આપૈં સુપરિ ધરી જૈવંત ગોડી ધણી. ૧૧૨

—છેવટે લખ્યું છેકે સંવત ૧૪૩૧ ફાગણ શુદિ ૨ શુક્રવારે શ્રી પાટણનગરે શ્રી ગોડીજીની પ્રતિમા સેઠ મિઠડીયા વોહરા સા. મેઘા પેતાંણી પ્રતિમા ભરાંણી છે. શ્રી **આંચલીઈ** ગચ્છે શ્રી **મેરુતુંગ** સુરીઈ પ્રતિષ્ઠિતં સં. ૧૪૫૫ સમેં **ભંડારી** સં. ૧૪૭૦ ગોડી મેઘૈં ખેતાંણી પાટણથી પારકર લે આયા. સં. ૧૪૮૨ દેહરો કરાવ્યો. સં. ૧૫૧૫ દેહરો પૂરો થયો. ગોઠી મેહરો મેઘાંણી ઇડું ચઢાયો ઇતિ શ્રેયં. ૩–૨૧ જૈનાનંદ પુ. સુરત નં. ૩૩૪૮

---

**૫૨૪ પ્રેમ (૨)** (લોં કેસવ–નરસિંગ શિ.) પૃ. ૧૯૯, ૩૩૪

**(૧૦૪૬) હરિચંદ રાજા ચોપઈ** સં. ૧૮૫૮ માગ. વ. ૯ રવિ જોધપુર પૃ. ૧૯૯ અનુ.

**આદિ**

આદિ જિણેશ્વર પાય નમું, શ્રી વીતરાગ ગુણ પેખ
નમો નમો સહુકો નમો, જીવાજીવ વિશેષ. ૧
દયા ધરમ પ્રગટ કીયો, દયા દાંન દાતાર
સરગ મૃત્યુ પાતાલમેં, આપ તણો આધાર. ૨××
આલસ નિદ્રા પરીહરો, કચપચ કરજ્યો દૂર
સાંભલતાં સુખ ઉપજૈ, તિણ ઘર આણંદ પૂર. ૧૦
ઇણ ધરા ઉપર રાજવી, હુંવા છૈ કેઇ અનેક
સતધારી **હરચંદ** છે, કવિજન કીધી જોડ. ૧૧

**અંતે** ઢાલ ૨૩ મી ચોપાઇ

વનખંડ બેઠા સાધુ ભણે, આયો રાજા આદર ઘણે
રાજા રાણિ લાગા પાય, જનમ સફલ જે એવિધ થાય. ૧××

સતસુરા એહવા જે હોય, ગુણુ તેહના એહવા જે જોય.
અધરમ જીવને આવે રીસ, ઢાલ કહિએ તેવીસ.
મેરે માહે લાગિ એમ, **પેમ** મુનીસર ભાખિ એમ. ૧૧
**લુકો** ગચ્છ **કેશવ** રો જાણુ, તિણુ કર બૂધી ચઢી પરમાંણુ
ગુરૂ **નરસિંગ** તણૈ સુપસાય, **સારદ** અક્ષર દીયો માય. ૧૨
નીરમલ બૂધ કીયો પ્રવેશ, **મારૂ મરૂધર**–મંડલ દેસ
**ભીમસેન** રાજા ભૂપાલ, સુપનંતર પિણુ ન પડૈ દુકાલ. ૧૩
**સંભૂ** નામૈ કવિયે સિહ, તે ગમૈ કિમ હોવે વિહ
ગામ તણી રોતે પીણુ નામ, બ્યાપારિ વડ મોટો ગાંવ. ૧૪
રાય **હરચંદ**રા કીયા વખાંણુ, તિહાં કિયો ચોમાસો જાણુ
શ્રાવક સુખીયો તે પીણુ કયા, વરસ ચોતીસ ચોમાસૈ રયા. ૧૫
સંવત **આઠારા** ઓપીણુ આંણુ, **વીસ તીસ** ને **આઠે** જાણુ
તિથ્ય નવમી મૃગસિર વદ તેહ, વડો વાર સુરજરોં એહ ૧૬
પૂરો પંથ કીયો તિણુ દિન, સતવાદીનૈ કહજો ધન્ય.
એહવો ધરમ જીણુ ધરમેં હોય, મુગતે ગયા તે જુગતે જોય. ૧૭
સતરો સૂરો પૂરો હોય, અસત સત જુગમે છેદોય
સત સતવંતિ એહવા દેખ, કંઈ વિધાતા લિખિયા લેખ. ૧૮
પુણ્યવંત નર કહિયે તેહ, સતસંગ તસુ લાગો નેહ
સતસૂરા તે સૂરા હોય, જગમેં નામ તિયાંરા હોય. ૧૯

—લિ. જતી **અચલસૂદરેણુ** કવલા ગછે શ્રા૦ **તેજકરણુજી** **આસકરણુજી** વાચનાર્થં પોથી લસકર જાલણા મધે લિ. એક ગુટકો નાહટા.

---

## ૯૭૭ મલુકચંદ ( શ્રાવક )

**(૨૦૧૪) વૈદ્ય હુલાસ (વૈદ્યક) (હિંદીમાં) ૧૯મી સદી મધ્યમાં**

**આદિ**

નક્ષત્ર દેવ ચિત ધરન ધર, રિદ્ધિ સિદ્ધિ દાતાર
વિમલ બુદ્ધિ દેવૈ સદા, કુમતિ વિનાસનહાર. ૧

દૂઝે સરસતિ ધ્યાઇયઇ, અરૂ સમરૂં સારદા માય
સુગમ ચિકિત્સા ચિત રચી, ગુરૂ ચરણે ચિત લાય. ૨
શ્રવણે પ્રથમે સુનિ લઇ, તિવા સહાવી આહિ
પીછે ભાષા હી રચી, ગુનિજન સુનીયહુ તાહિ. ૩×
સીસ ચર્ણ લૌં ઔષધ કહે, સેવક રોગી બહુ સુખ લહૈ
લુકમાન હકીમ જુ કહી તિવ્વ, તિસતેં ઔષધ કહે જુ સવ્વ. ૬
વૈદ્ય હુલાસ જુ નામ ધરિ, કીયો ગ્રંથ અમીકંદ
શ્રાવક ધમ્મં કુલ જન્મકો, નાંમ મલુક સુચંદ. ૭

અંત

કુભંજણુ કકડા સિંહી, લૌગ કુઠસૌં કપૂર
ભાડંગી અલ તપતસૌં, મહાકાલ હોઇ દૂર. ૫૧૮

—મલુકચંદ વિરચિતે તિવ્વ સહાવી ભાષા કૃતા નામ વૈદ્ય હુલાસ શાસ્ત્ર સમાપ્તં. (૧) ભા. ૩૦૪ પત્ર ૨૬ નાહટા (૨) પત્ર ૩૧ કૃપા.

---

**૯૭૮ ભીખુ-ભીખમજી** (તેરાપંથ-સ્થાપક દીક્ષા સં. ૧૮૦૮ રઘુનાથ પાસે, નવીન દીક્ષા ૧૮૧૭ સ્વ૦ સં. ૧૮૬૦)

(૨૦૧૫-૧) અનુકંપા ઢાલ
(૨૦૧૫-૨) નિક્ષેપા વિચાર
(૨૦૧૬-૧) બારવ્રત ચોપાઇ
(૨૦૧૬-૨) નવતત્ત્વ ચોપાઈ

---

**૫૨૫ દીપવિજય (૨)** (ત૦ પ્રેમ ને રત્નવિજય શિ. પૃ. ૧૯૯, ને ૩૩૬.

(૧૧૭૦) વટપદ્ર (વડોદરા)ની ગજલ સં. ૧૮૫૨ માગશર શુ. ૧ શનિ. (પૃ. ૩૩૬ અનુ.)

સેવકને વર દીપની, ભગિની શખી (શચિ) અવલ
પ્રણુમી વટપદ્ર નયરની, કહેસ્યું એક ગજલ. ૧
જેસી લોકકા વરકન્યાક, દેખ્યા વડોદા વરનાક
ગુણિજન હાંસી ન કરનીક, ગજલ દીપનેં બરનીક. ૬૨

પુરન કિદ્ધ ગજલ અવલ્લ અઢારસેં બાવન ચિત્ત ઉલાસે
થાવર વાર મૃગસીર માસ તિથિ પ્રતિપદ પક્ષ ઉજાસેં
ઉધ્યો ભલે થાટ ઉદય સૂરિ પાટહ લક્ષ્મી સૂરી જિમ ભાંન આકાસે
પ્રેમેય રત્ન સમાંન વરનન સેવક દીપવિજય ઇમ ભાસેં

—પત્ર ૨ પો. નં. ૬ દાન૦ ( નાહટાજીની નકલમાંથી )

---

## ૫૩૯ વિનય ( શ્યામ ઋષિ–તારાચંદ–અનોપચંદ શિ૦)

એમ સુધારો પૃ. ૩૦૮

(૧૧૧૭) મયણરેહા ચોપઇ સં. ૧૮૭૦ માઘ ૧૩ જયપુર. (પૃ. ૩૦૮)

આદિ — શ્રી સરસ્વત્યૈ નમઃ દૂહા

આદિ ધરમધોરી પ્રથમ, રાજેશ્વર જિનરાય
નમિ નાભેય અમેય ગુણ, કનક આભ સમ કાય. ૧
જૂવા ખેલ તમાસ મદ, વેશ્યા વિસન શિકાર
ચોરી પરનારી–ગમણ, એ સાતું વ્યસન નિવાર. ૨
ઇણમાંહિ મોટો પાપ એ, પર રમણીનો પ્યાર
ઇહ લોકે અપજસ વધે, પરભવ નરગ મઝાર. ૩

અંતે — ઢાલ ૬

એમ સીલ વ્રત ધારેજી, પાલે જે નિરતો
તે છે ધન સંસારેજી, પાલે છે ચરિતો. ૨૪

કલસ

સિદ્ધાંત સાર વિચાર સાગર લોકમે કીરતિ ઘણી
સંવેગરંગ વિશેષ અંગેં સાધુ સામ ઋષિ ગણિ

તારાચંદ ગુણધર **અનોપચંદજી** સીસ એ
તસ ચરણ સેવક **વિનય** છહુએ કરી ઢાલ જગીસએ
સંવત **અઢારે સય સિત્તર** અધિક માઘ તેરસી દિને
જયપુરે જિનવરને પ્રસાદે, સુણો ભવિયણ ઇક મને. ૧

—યત્ર ૬ નં. ૧૦૩૮ અભય.

(૨૦૧૪) **સુભદ્રા ચોપઇ** પાંચ ઢાળ લ. સં. ૧૮૭૨ પહેલાં

દૂહા

શિવદાયક લાયક સદા, કંચન વરણ સરીર
શાસણ–નાયક સિવ ગતિ, નમો નમો **મહાવીર.** ૧××

કલસ

ગુણ–ગણાલંકૃત હરણ દુરમતિ શ્રી આચાર્ય **સામ**
તસ ચરણ સેવા **તારાચંદજી**, કરી અતિ અભિરામ
**અનોપચંદજી** તાસ સિષ્ય આદરી આણંદ ધરી
તસ ચરણસેવક કવિ **વિનયચંદે**, ઢાલ પાંચુ એ કરી.

—સં. ૧૮૭૨ શ્રા. શુ. ૫; ૩–૧૮ પો. ૨૩ કુશલ.

---

**૫૩૯૯ક દેવહર્ષ** (ખ. કીર્ત્તિરત્નસૂરિ શાખા) પૃ. ૩૦૮

(૧૧૧૭ક,) **પાટણ ગઝલ** કડી ૧૩૩ પૃ. ૩૦૮ અનુ૦

સરસ વચન દ્યો **સરસતી**, પામી સુગુરૂ પસાય
વિઘન વ્યાધિ ભવભય હરણ, વિમલ ગ્યાન વરદાય. ૧
પરમબુધ પરગટ કવી, અર્ણવ જિમ ગંભીર
મેરી બુધ તિમ મંદહૈ, જ્યું છીલર સર નીર. ૨
ખરી ધરા નવખંડમૈ, સત્તર સહસ્સ **ગુજરાત**
**સંખલપુર** રાંણી સ્વરી, મોટી **બેચર** માત. ૩××
ગાઇ ગજલ ગુનમાલાક, ખોલ્યા સુજસકા તાલાક
ધરકે અક્ષર મન સુભધ્યાંન, સુણતાં હોત નીત કલ્યાણ. ૧૩૨

સુણતાં નીત કલ્યાણ, દમેં દુખ દાલિદ્ર દુરે
પ્રણમો સદગુરૂ પાય, સદા મનવંછિત પૂરે
**ખરતર** ગચ્છ સિરતાજ, શ્રી **જિનહર્ષસૂરિ** ગુરૂરાજે
સેવે પવન છત્તી ગચ્છ સઘલાં સિર ગાજે
**પાટણ** જસ કીધો પ્રગટ, જિહાં **પંચાસર** ત્રિભુવન ધણી
કવિ **દેવહર્ષ** મુખથી રટેં, કુશલરંગ લીલા ઘણી. ૧૩૩

—(૧-૩) ઇતિશ્રી **નરસમુદ્ર પાટણની** ગજલ સંપૂર્ણ સં. ૧૮૭૨ મા. સુ. ૧૦ ગુરૂવાસરે લ૦ પત્ર ૫ નં. ૧૬૯૬, ગા. ૧૪૬ સં. ૧૮૭૫ માહ વદિ ૪ લિ. પત્ર ૧૦ નં. ૧૬૯૮, અને ગા. ૧૪૧ પત્ર ૬ નં. ૧૬૯૭ અભય.

**(૧૧૧૭ખ) ડીસાની ગજલ** કડી ૧૨૦ પૃ. ૩૦૮ અનુ૦

ચરણ કમલ ગુરૂ લાય ચિત, સબજનકું સુખદાય
કે પ્રતિબોધી દઢ કીયા, વિપુલ સુગ્યાંન બતાય. ૧xx

ગજલ

ગાઉં ગુણ **દીસા** ગુહિર, **સીદ્ધ** માતા સુધ થાંન. ૬
સમરૂં દેવી **અંબા** સીદ્ધ, વિઘન વિડાર દીયૈ ધન વૃદ્ધ
રૂપ વિચિત્ર છત્ર અડોલ, વાધે અધિક જસ અલોલ ૧૧૯

કલશ. છપ્પંય કવિત્ત

સુણતાં મંગલમાલ દેવ **કુસલગુરૂ** વંછિત-દાતા
ચુગલી ચોર મદચૂર સદા સુખ આપૈ સાતા
**ચંદ્ર** ગચ્છ સીરચંદ ગુરૂ **જિણહર્ષ** સુરીસ્વર ગાજે
પ્રતપો દૂય જિમ પૂર, ભજ્યાં સબ દાલિદ્ર ભાજે
પુન્ય સુજસ કીધો પ્રગટ, જિહા **સિદ્ધ અંબામાતા** ધણી
કવિ **દેવહર્ષ** મુખથી કહે, દીયૈ સુજસ લીલા ધણી. ૧૨૦

—પત્ર ૬ નં. ૧૬૯૯ અભય૦

**૫૪૨ક હેમવિલાસ** (ખ. જ્ઞાનકીર્તિ શિ.) એમ સુધારો  પૃ. ૩૧૦

**(૧૧૨૦ક) ઢુંઢક રાસો** ગા. ૨૭ સં. ૧૮૭૯ માહ વદિ ૮ કૂચેરમાં  પૃ. ૩૧૦ અનુસંધાન

સરસતિ માતા સમરિ કરિ, સદગુરૂ વંદી પાય
કથા કહું ઢુંઢયાં તણી, સહુને આવે દાય.  ૧xx
સંવત રસમુનિ સિદ્ધ ભૂ કહીયૈ, માહ માસ વદિ અઠમ લહીયે
ખરતર ગચ્છ વધૈ વડશાખા, નગર કુચેરમેં કીની ભાષા.  ૨૪
શ્રાવક લોક વસે તિહાં સુખીયા, ધર્મ સંવેગીમે સોભે મુખીયા
પજા પ્રભાવના નિસ દિન કરતા, પુન્ય ભંડાર પોતે ભરતા  ૨૫
ચૈત્યાલૈ સંતીસર સોહે, પાસ જિણેસર મનડો મોહે
ઉગ્ર વિહારી કુચેરે ગયા, દરસણ કરને પરમ સુખ પાયા.  ૨૬
મારૂ દેશ મઝાર વણાયો, કુમતિ તણો અધિકાર સુણાયો
ગ્યાંનકીરત ગુરૂ આજ્ઞા દીની, હેમવિલાસ મુની રચના કીની. ૨૭

—પત્ર ૮ ની પ્રત તપા અવિચલકૃત ઢુંઢક રાસ સહિત નં. ૭૧૯ અભય.

---

**૫૪૩ ખુશાલચંદ** (લોં. રાયચંદ નં. ૫૦૬ શિ.) પૃ. ૩૧૦

**(૧૧૨૧) સમ્યક્ત્વ કૌમુદી ચોપઇ—અર્હદ્દાસ ચરિત્ર** (રાજસ્થાનીમાં) સં. ૧૮૭૯ વૈ. શુ. ૩ નાગોરમાં પૃ. ૩૧૦ અનુ૦

આદિ—

અરિગંજણ અરિહંતજી, વર્દ્ધમાન જિણચંદ
હરિલંછણ કંચણ વર્ણ, સમર્યૌ પરમ આણંદ.  ૧x
સમગત (સમ્યક્ત્વ) ઉપર સાંભલો, અરહદાસ ચરિત્ર
સુણતાં સમકિત કૌમુદી, થાસ્યે જનમ પવિત્ર.  ૪

**અંતે—**

એહ સાંભલ **અરદાસ ચરિત્ર**, સમક્ત રાખજો રૂડોરે
**સમક્ત કોમુદી** ગ્રંથનિ સાખો, કોઈ મત જાંણજો કૂડોરે. ૬
પુજ્ય **ધર્મદાસજી** ધર્મધુરંધર, તાસ સિષ મુની **ધનોજી**
સંજમ પાલત દોષણ ટાલત, એક શિવપુરસેંતી મનોરે. ૭
તસ પાટે પુજ **ધુ(ભુ)ધરજી** સોભે તપસીકા કડાભૂતરે
તસ સિષ્ય પુજ્ય **જેમલજી** વદીતા, નાણ દર્શણ ચારિત્ર સુજુતોરે. ૮
પૂજ્ય **રાયચંદજી** તાસુ પાટજ સોભે, વિદ્યા પર્ણ ભરીયારે
મહીયલમાહે નામજ ચાવા, ગ્યાંન ગુણરા દરીયારે. ૯
તાસ પ્રસાદ ગ્રંથ રચ્યો એહે, રિષ **કુસાલચંદજી** કીધી જોડારે
સુણ ભણને સહુ હોયજો રાજી, કોઇ મત કાઢાજો ખોડારે ૧૦
અલપ બુધિ હું ભેદ ન જાણું, નહી વલ રસ નામ સ્વાદોરે
જે કોઈ સરસ રચના છે અક્ષર છે, જે તો ગુરૂ પરસાદોરે. ૧૧
અધકો ઓછો સમક્તિસેંતી, ઈણમેં અખર જાણોજી
તેહનો છે મુ મુઝ મીછામિ દુકડો, કેવલી વદે સો પ્રમાણોરે ૧૨
ચોષ્ટ ઢાલાં થઈય સંપૂરણ, સમકતની ડીઢતાજી
સુણનેં સરધા રાખજો સેંઠી, જ્યાંરી પ્રબલ પુન્યાઈજી. ૧૩
સમ્યક્ત **અઢાર** વરસ **ગુણીયાસી**એ, **અહિપુર** સહર મજારોજી
માસ વૈશાખ શુકલ પખ તેરસ, શુભ મૂરત ગુરૂવારોજી. ૧૪
સમકત જોત પ્રકાશ ગ્રંથ એ, તિમિર મિથ્યામત દે ટાલારે
જે નરનારી હીરદે ધારજ્યાં રો, ફલસી મંગલમાલારે. ૧૫

—પત્ર ૪૩ પો. ૫૨ નં. ૪૬૮ શેઠીઆ લાયબ્રેરી વીકાનેર.

---

## ૫૫૪ સબલદાસ (લોં.) પૃ. ૩૧૮

**(૧૧૩૪) ત્રિલોકસુંદરી ઢાલ** (રાજસ્થાનીમાં) સં. ૧૮૯૨ ફલોધી
પૃ. ૩૧૮

વિહરમાન વિસે નમું, જયવંતા જગદીસ
અતિ સેવંત અનંત જીન, તારક વીસ્વાવીસ ૧××

શીલ ઉપદેશથી વિસ્તારો, પૂજ સબલદાસજી ચિત લાયોરે લો.
ઉછો અધકો આયો હુવે તો મીછામિ દુક્કડં ગાયોરે
અષ્ટાદસ સો બાંણુવે વરસે, કીયો ફલોદી ચોમાસોરે લો
સીલરી મહિમા સુણ સુણાવે, જીણ ઘર લીલ વિલાસોરે લો
—૫-૧૯ પો. ૪૬ કુશલચંદ્ર પુ० વીકાનેર

---

## ૯૭૯ હરખચંદ શ્રાવક

(૨૦૧૭)+ચોવીશી (રાગબદ્ધ) (હિંદીમાં) લ० સં. ૧૮૪૩ પહેલાં

આદિ— આદિજિન સ્ત० રાગ ભૈરવ

ઉઠતત પ્રભાત નામ, જિનજીકો ગાઇયેં
નાભિજીકે નંદકે, ચરન ચિત્ત લાઈયેં
આનંદકે કંદજીકો, પૂજત સુરીંદ વૃંદ
ઐસો જિનરાજ છોડ, ઓરકું ન ધ્યાઇયે. ૧ × ×
આદિનાથ આદિદેવ, સુર નર સારે સેવ
દેવનકે દેવ પ્રભુ, શિવ સુખ-દાઈયે
પ્રભુકે પાદારવિંદ, પૂજત હરખચંદ
મેટો દુખદંદ સુખ સંપતિ બઢાઇયેં. ૩

અંતે— મહાવીર જિનસ્ત. રાગ પરજચાલ

મન માન્યો મહાવીર, મેરે० × ×
શાસન નાયક સમરીયે હો, ભજે ભવભય ભીર
હરખચંદ સાહિબા હો, તુમ દૂર કરો દુઃખ પીર. મેરે० ૪

—(૧) પ્ર. ચોવીશી વીશી સંગ્રહ. (૨) લિ. ૧૮૪૩ ચૈ. વ. ૬ બુધે ઋષિ ભાઇચંદ શ્રી પાસસારગચ્છે ચોકસી પાનાચંદ પઠનાર્થં ૬-૧૩ આ. ક.

---

## ૫૫૯ જિનલાભસૂરિ (ખ०) પૃ. ૩૨૨

(૧૧૪૦) ચોવીસી પૃ. ૩૨૨

આદિ— ઋષભ પદ રાગ વેલાઉલ

ઋષભ જિણંદ સુખકંદ, આનંદ ભરિ, ભેટયો શ્રી ઋષભ જિનંદ
વિક્રમપુરમંડન દુખ ખંડન છંડન ભવ ભય છંદ ૧ આ૦
શિવસંપતિકારન જગતારન વદિત સુરનર વૃંદ
મિથ્યા મોહત મોહનીવારન અદભુત જોતિ દિનંદ. ૨ આ૦
ભવિક કુમુદ પરમોદ પ્રકાશન શરદ પૂનિમ નિસચંદ
ચરણ કમલ સેવત મધુકર સમ, શ્રી જિનલાભ સૂરીંદ. ૩ આ૦

અંતે— (કલશ) રાગ ધન્યાસિરી

જિનવર ચોવીસે પ્રણમેવા. × ×
શ્રી જિનલાભ અહોનસ સાચી એહિજ મો મન ટેવારી. જિ. ૩

---

## ૫૬૦ જિનકીર્ત્તિસૂરિ (ખ.) પૃ. ૩૨૨

(૧૧૪૧) ચોવીસી સં. ૧૮૦૮ ફા. ૧૧ વીકાનેર પૃ. ૩૨૨ અનુ.

આદિ— શ્રી વિદ્યાદાતૃભ્યો નમઃ આદિ જિનસ્ત૦

સાહિબનૈં જબ ભેટીયૌ, તબ એસોં મુઝ નેહ
બીંજી માહરી મન તણી, તિહાં જાય લાગા તેહ. સા. ૧
રૂપૈં તોં રૂડા ઘણા, લગે ત્યાંસું રંગ
ભમરો તો રસ લેણવા, સેવૈ ચમલ સુરંગ. સા. ૨
પ્રથમ જિણેસર પરગડો, શ્રી શ્રી આદિજિનેંદ્ર
ભવવારિધિથી તારજ્યો, પભણેં કીર્ત્તિ સુરિંદ. સા. ૫

અંતે— કલશ ઢાલ ૨૫ જિનમાલિકા એહ વિરાજે.

ઇમ શ્રી જિનમતનેં અનુસારેં, ભાવ ભગતિ મન ભાઇ
વિક્રમપુર વાંદ્યાં સુવિવેકેં, પ્રબલ સુજસ પુન્યાઈ રે. ૧
જિનરાજ સદા વરદાઈ. આંચલી
સંવત વસુ શિવ સિદ્ધ શશી, તિથિ ઇગ્યારસ અધિકાઇ
ચિત હરષિત ફાગુણ ચૌમાસેં, ગુણીયણ હિલમિલ ગાઇરે. જિ. ૨

**શ્રી જિનસાગર** સૂરિ પાટોધર, શ્રી **જિનધમ્મ** સહાઈ
શ્રી **જિનચંદ** સૂરિ સૂરીશ્વર, શ્રી **જિનવિજય** સવાઇરે. જિ. ૩
પંદ પંકજ તેહનેં પરસાદેં, યા ઉત્તમમતિ આઈ
શ્રી **જિનકીરતિ** જિનગુણ જપતાં, કરીય સફલ કવિતાઇરે. જિ. ૪
સુખકારણ જિનવરની સ્તવના, **ચોવીસી** ચિત લાઇ
અધિક વિનોદ ઘણેં આણંદે, ચતુરનરાં ચતુરાઇ રે. જિ. ૫

—સં. ૧૮૧૦ વૈ. સુ. ૧૨ ચંદ્રે **બી**ડાડા મધ્યે ભ૦ શ્રી **જિનકીર્ત્તિ સૂરેંદ્ર** રાજ્યે લિ. પં. **ભીમ**રાજસ્ય મિત્રસ્ય હેતાર્થે વીકા.

**(૨૦૧૮) પાર્શ્વનાથ વૃદ્ધસ્ત.** ઢાલ ૪

સખી **લોદ્રપુરો** રલીયામણો, ચાલો ચાલો હો જાય, ભેટાં જિણંદકી
તીરથ એ તિહુયણ તિલો, મુખ દીઠાં હો ઉપજે આણંદ કિ, લો. ૧××

(કલશ)

ઇમ **લોદ્રપુર** વર મહીયમંડણ જગત્ર સુખદાયક જયો
પ્રભુ દરસ પરસણ શુદ્ધિ સમકિત અધિક મતિ ઉજવલ ભયો
**જિનવિજય** સૂરિ સુસીસ યુગતેં જોડિ **જિનકીરતિ** કહે
શ્રી **પાસ ચિંતામણિ** પસાયેં લાભ મનવંછિત લહે.

—સં. ૧૮૧૦ શાકે ૧૬૭૫ વૈ. શુ. ૧૨ **બિલાતટપુરે** ભ. **જિનકીર્ત્તિસૂરીણાં** ચતુર્માસી સ્થિતેન લિ. ભ. **જિનવિજયસૂરિ** શિ. પં. ગુલાલચંદજી શિ. પં. **ભીમ**રાજ લિ. દુર્ગદાસ શિ. પં. જગરૂપગણિ શિ. પં. **થાનસિંઘ** શિ. પં. દુલીચંદ કપૂરચંદ્રાદિ પઠનહેતાર્થે ઉપરની ચોવીસી સહિતની પ્રત પત્ર ૮-૧૪ કૃપા.

---

## ૯૮૦ મોહન

**(૨૦૧૯) ષષ્ટીશતકના દોહા** (હિંદીમાં)

ધન્ય કૃતારથ કેહિયેં, શ્રી અરિહંત સુદેવ
સુગુરૂ વસે જિણધર્મ કુન, પાંચ નમણ નિતમેવ. ૧××

## ૭૬ મોટી દેશીઓની અનુક્રમણિકા.

[ વીકાનેરવાસી પ્રસિદ્ધ હિંદી લેખક શ્રી અગરચંદ નાહટાએ સૌજન્યથી દેશીઓની બે હસ્ત પ્રતો મને મોકલી હતી તે બંને મેળવી તેમાંની કુલે થઈને ૧૦૭ દેશીઓ અક્ષરાનુક્રમે ગોઠવી નીચે આપી છે. એક પ્રતના આરંભે 'અથ દેશીયાં ભિન્ન ભિન્ન લિખ્યતે' એમ લખ્યું હતું. આ સર્વ દેશીઓ રાજસ્થાનમાં વપરાતી અને તેનાં જ લોકગીત, પ્રચલિત પદમાંથી લીધેલી જણાય છે. ઉપરની ૨૩૨૮ દેશીઓનો મોટો ભાગ ટુંકી દેશીઓનો છે; તેથી આ દેશીઓને 'મોટી' વર્ણવી છે, તેમાં કોઈ કોઈ આખી પણ છે એટલે જે પદ કે ગીતની દેશી હોય તે પદ કે ગીત આખું આપેલ છે. આની સંખ્યાનો અંક જુદો બતાવવા કૌંસમાં મૂકેલ છે. ]

(૧) અબ તુમ આવો વૃંદાવન,
ચંદ વિહારી લાલ હો૦—રાગ મારૂવણી.

(૨) અબ તૂં કિણુનેં નગર સું આઈ હે સાથણુ! મારીજી
કિણુરૈ જાસી (જાતી) હૈ વૈરણુ પ્યારી પ્રાહુણી!
અબ તૂં રૂપનગરસું આઈ હે સાથણુ! મ્હારીજી
થારે ઘર જાસું હે વૈરણુ પ્યારી પ્રાહુણીજી! ૧

અબ તૂં હિલમિલ કાંઇ ફિરે છૈ હે સાથણુ! મ્હારીજી
છાયાનૈ પડૈ છૈ વૈરણુ! થાંરા જીવરી. ૨

અબ તૂં મ્હારી ગલીય ન આવો ડાભરનૈણીજી!
થારાં નેં પગલાંરી હે વૈરણુ! પાયણુ વાજણીજી. ૩

અબ મ્હારી મારૂજી રો અવર અભાવ ડાભરનૈણીજી!
તૂં કાંઈ કેડૈ લાગી હૈ સાથણુ! મ્હાંરા સૈણુ રે. ૪

અબ તૂં ભરભર ભલકા ન મારે ડાભરનૈણીજી
ભલકા લાગૈ છૈ હે વૈરણુ! બીજૂ સારરા. ૫

(૩) અરે મેરે આછેલાલ, તુમ બિન પલ ન રહું, મેરે આછે૦
ઇક વન ઢૂંઢિ સકલ વન ઢૂંઢૂં, પ્રીતમ કહૂ ન લહું—મેરે આછે૦
(નં. ૭૬)

(૪) અરે લાલ, ટુંક લંઘ્યો ટોડો લંઘ્યો લાલ, લંબી રે નદી બનાસ
અરે લાલ, આડો બલો ઉલંઘીયો લાલ, છોડી રે પરારી આસ
મારા કેસરીયા કમધજ ! ઓલગને ઘર આવિ. (નં. ૧૭૨૬)

(૫) અસી પલાંરો ઘાઘરો એઆ લુલલુલ આવૈજી રાજ
કહિજ્યો થારા વીરાને મ્હારી, એઆ નજર લગાવેજી રાજ.

(૬) આઈ લોકે રે બાગમેં, ફૂલ રહી ફુલિવાન રે
મઇ કોન ફૂલ તોરૂં ? મોરી આઈ લો રે.

(૭) આજ ધુરાઉજી હો ધૂંધલો, કાલી કાંઠલ મેહ
બછાઈયા થે ભલ બોલ્યા જી હો ડુંગરા. (નં. ૮૩)

(૮) આજ ધુરાઉ ધૂંધલા હો રાજ ! ઝાલો રાય !
દેસ્યાં કાલી કાંઠલ મેહ રે ધણવારી લાલ
ઝાલો રાય ! માહરા બોગી ભમર ઘર આવ રે, ધણવારી લાલ (નં. ૮૩.

(૯) આજ રયણિ વસિ જાઉં, પ્રીતમ સાંવરે !
યા તનકા પિંજરા કરૂં રે, તેમેં રાખું તોહિ
જબ્બહ પિયા ! તુમ ગમન કરોગે, મૂંઇ સુણોગે મોહિ.
પ્રીતમ સાંવરે !—રાગ સારંગ

(૧૦) આજ સખી સુપનો લહ્યો, ધરી આંગણ આંબો મોરીયો
મેરી અંખીયા ફરૂકે (નં. ૧૫૮૫)
અહો ઘર આંવણહારા નાહ હો, મેરી અંખીયા ફરૂકે હો.

(૧૧) આધી તો નીરૂં એલચી રે, કરહા ! આધી નાગરવેલ
હારે કરહા ! નીરૂં નીરૂં નાગરવેલ
ઝુક જારે મ્હારા મારૂજીરા કરહલા રે ! તને નીરૂં નીરૂં. (નં. ૬૮૭)

(૧૨) આયાઢે ભૈરૂં (ભૈરવ) આવે, ભૈરૂં ડમરૂ ડાક બજાવે રે, આ૦
ભૈરૂં મદ પીવે મતવાલો, કાંમણીયાં ગોરો કાલો રે આ. (નં. ૪૯૭)

(૧૩) ઇણુ માખી રે અણુખ મરૂંગી,
માખી સોકણુ રાખી હો સાહિબા ! ઇણુ માખી રે સાલ મરૂંગી.
ઇણુ નૈનનમૈ એક તિલ, પ્રીત લગી તિલ મ્હાંહિ
જો તિલ તિલ દેખું નહી, તો તિલ જીવત નાંહિ–(નં. ૧૪૨૪
તથા નં. ૨૦૪૭)

(૧૪) ઉદયાપુરરા વાસી ! ગઢ જોધાણુ મેવાસી !
હો જોરાવર જોધા, મુજરો લીજો મ્હાંરી નથ ર..

(૧૫) ઊંચી મેડી અજબ ઝરોખા. માંહૈ દિવલો વિરાજે
અમલાં રો રાતો માતો સાહિબો, છકીયો આયો છાજૈ
પાયલ બાજૈ હો રે, પીયા હો રે રાજ ! પાયલ બાજૈ.
—રાગ સારંગ (સરખાવો નં ૧૯૮)

(૧૬) ઊંચી પાલ તલાવરી, દોય ઉજલાયત જાઈ, નણદલ !
આગલડૌ નણુદોઇયો, પાછલડો ભરતાર, નણુદલ !
ચુડલૈ જોબન ઝિલ રહ્યો.
(પા. નણુદલ હે નણુદલ ! ચુડલૈ જોબન ઝિલ રહ્યો.
આણી અધિક સનેહ–નણુદલ૦ ) (નં. ૧૯૫)

(૧૭) ઊભી'થી ઘણુ ઉંબરીયાં રૈ બાર કે ઊડી આયો રાવલોજી
મ્હારા રાજ !
ઓલગડી માહરા દેવરીયાનેં મેલ, રાજિંદ ! ઘરમેં રાખસ્યાં
મ્હારા રાજ !

(૧૮) ઐસા પંથ ખોજો રે બ્રહ્મગ્યાની, પાચુ પડઓહો રે બ્રહ્મગ્યાની,
કૌન હો તુમ ? કહાતેં આએ ? જાઉગે કિહિ દેસા ?
અવધૂ ધરિ અમર વેલિ, બૂઝૂ એક સંદેસા—ઐસા૦
—રાગ કેદારો.

(૧૯) એકવાર પાટણુ જાજ્યો, પાટણુ રી પટોલી રે લાવજ્યો
મ્હારા સુગણુ સોભાગી મારૂજી ! (નં. ૭૬૧ તથા ૧૧૭૩ક)

(२०) ऐसी दो पेरी मैं कहां चली मृगानैणी !
पाय उभराणी हे कमल ज्यूं कमलाणी—ऐसी.
गईथी हूं फूल लैणु, भूली सखी संग सैन
प्यासीकुं पिलाय पाणी—ऐसी.
डाहणो जीहणो पाणी पिलाय देह, डगर बताव देहू
नै कुण ऐठो प्यारी कुंजमधु आई कै तूं'—ऐसी दो.
(२१) कपूर हुवै अति ऊजलो रे, वलिय सुगंध विलास
तो पिण भमरो केतकी रे, जाये लेण सुवास
हे सजनी' जेहसूं लागो रंग. (नं. ३०५)
(२२) करहा ! चाल उतावलो, पगडे छे गण गोरजी
बुधसिंह हाडाजी रो करहलो.
(२३) कर हो करी नै गाइये हो, लोक जाणे ए उंठ हो
मे म्हारो राजिंद गाइ हो, पाडोसण री चूंट हो
करहल मोरा ! हो राजिंद मोरा ! हो रसियाल घरि आव.
—राग आसाउरी.
(२४) कलाली री :—
तैं मेरो मनडो मोहीयो रे, जल भोल्यो सारी रात
कलाली हे ! (नं. ३२५)
(२५) कलांहण मेह ! गोख गौरी दीवलो बलै
मन भोला हो करिय०—राग सोरठ
(२६) कागद मेलो ए, उदयभाणुरी भैणी !
भैणी ! तोनें कागद मेलुं हो
कागद वांच न जाणुं हो, उदयभाणजी रा
साजन ! कागद वांच न जाणुं हो.
(२७) कान्हडा ! हूं तो थाकै वारणे जाउं
सेरकली सांम्हा मिल्या रे, नीचां भाल्यां नेण
ऊंचा तो भला भोरा कांन्हजी !, मीठडां थारां वेण
कान्हडा ! हूं तो थाकै वारणे जाउं—परजीओ

(૨૮) કિણુ થાંને વાલા ! ચાલીયા, મારૂ ! કિણુ થાનેં દિની સીખ રે
નણુદીરા વીરા હો ! ભમર ! થાંહરે છંદે, રાજિંદ ! થાંહરે છંદે
મેં ચાલસ્યાં
નણુદીરા વીરા હો ! ભમર ! થાંહરે છંદે, રાજિંદ.

(૨૯) કીડી ચાલી સાસરૈ રે, નૌ મણુ મેંદી લગાય
હાથી લીયો ગોદમૈ, ઉંટ લીયો લટકાય
કરેલડા(ણુા) ધડ દેરે. (નં. ૩૨૪)

(૩૦) કુંભાર કાજી ! વાસણુ ઘડના (ઘડવા) છોડ દ્યો

(૩૧) કેતા લખ લાગા રાજાજીરે માલીયેંજી
કેતા લખ લાગા ગઢાંરી પોલરે
માહરા મનડેરા માન્યા, સાહિબજી સેં ઓલંભોજી

(૩૨) ખાટે ખાટે છોતરા જમાઇ, ઝાઝા ઘોરે ઘોરે ભાંગિ,
હો જમાઇ ! લાઝા પીજ્યો હો લાલ કસુંબો,

(૩૩) ખાતીડારે ! બેટી મ્હાંરે ભાઇલી, તુંતો ઢોલીયો ઘડનૈ લાવ
સાથણુ મ્હારી એ, આજ હજારી ઢોલો પ્રાહુણો (નં. ૯૩)
(ખ્યાલીડા શબ્દ માટે જુઓ. નં ૧૮૦૭,

(૩૪) ગાઢા મારૂ છો હો રાજ !, મુખડો મંડણુવાકું નથ લાજ્યોજી
નથ તૂટી મોતી તૂટા, ઝાંણુરે બલાય
આવૈ હો નણુદીરો વીરો, લ્યાવૈ હો ઘડાય–૧ ગાઢા મારૂ.
પૂરબ જાજ્યો પછિમ જાજ્યો, જાજ્યો સમુદ્રાં પાર
નથડી ને મોતી લાજ્યૌ, લાજ્યૌ ચૂની ચ્યાર–૨ ગાઢા મારૂ.
(સરખાવો નં. ૯૭૨)

(૩૫) ગુજરાત સિધાયજ્યો રાજ ! આછો ચુડલો લે આવજ્યો
જોહડ માંને મોંજરી (સરખાવો નં. ૭૦૩)

(૩૬) ગોખે બેઠી અરજ કરૂં હું લાજ મરૂં
ઘર આવો કયું નહીજી રે લો
ધણુરા મારૂ ! મ્હારા સાહિબાજી ! લો. (સરખાવો નં. ૪૮૭)

(૩૭) ઘર આવોજી આંબો મોરીયો,
મારો સસરો ગઢાં રો રાજવી, મ્હાંરી સાસૂ હે ગઢપતિરી રાંણુ
સહેલ્યાં હે ! આંબો મોરીયો. (નં. ૫૧૮)

(૩૮) ઘોડલા મંગાજ્યો સાહિબા ! ઘોડેલા મંગાજ્યો
છોટાં નૈ કાંનારા મોટા નૈ પૂંછારા, દીવાં દીવાં કરતા થે આજ્યો
મ્હાંને લારાં લેજ્યો લારાં લેજ્યો.
વસિ કીજ્યો વાંકાં હાડારાવ, થાંને રાજરી દુહાઇ,
થાંને ભોજરી દુહાઇ
મ્હેં તૌ પ્યારેજીરા ચાકર થારી ઓલૂ આવૈ–
મ્હાંને લ્હારાં લેજ્યો. ૧
ઢાલડી મંગાજ્યો સાહિબા ! ઢાલડી મંગાજ્યો
અસલ ગેંડારી બારૈ ફૂલડાંરી
સાંબર મૈ લપેટી ખડખડા ખડભડા કરથા થે આજ્યો–
મ્હાંને લારા લેજ્યો. ૨
બરછી મંગાજ્યો સાહિબા ! બરછી મંગાજ્યો
આછી નૈં બૂંડીરી તીખી નૈં અણીરી
ભલભલા કરથા થે આજ્યો–મ્હાંને લારાં લેજ્યો. ૩

(૩૯) ચલો તો હંજા ! પહિરૂં ધાબલો, રહો તો દક્ષિણુરો ચીર,
નિજર હંજા !
લાલ લપેટો પીલી પાંભડી, નિજર છિપાયો ઢોલો જાઇ
નિજર હંજા !

(૪૦) ચાંદલીયો ઊગ્યૌ હિરણી આથમી રે, જાં લગી જોઇ થારિ વાટ રે
જલાલીયા !
વેગો તૂં આયે ઘણુ વાલહા ! મેં સેજ બિછાઇ ચંગી ખાટ રે
જલાલીયા ! (નં. ૫૭૦ સરખાવો નં. ૧૧૭૮)

(૪૧) છજ્જૈ બૈઠી કેસરી રે મેરા બલપતિ યાર !
વિલમ તમકુ બુઝિ ગયા, મેરે નૈન રહે ઝર લાય
દલપતિ યાર મૈં ડાવે.

(૪૨) છોટા સો ખેલણો ઘડાયલા રે, મ્હારી ગોર
મ્હેલાં મેં રાણોજી ખેલે, બાગામેં ઇસર ગોર.

(૪૩) છોડ મ્હારો પોંચ્યો રે રસીયા!
બલ પડે તેં લીનો માહરી કડિરો રે તેજ રે.
કાયથડા! લાંબી ડોરી મોરી, આવે રે રસીયા! કડિ તલે.
(પા.) હલવે હલવે રે માણુ રે રસીયા!
ડોરી મોરી આવે રે રસીયા! કડિ તલે. (નં. ૧૬૨૮ક)

(૪૪) જલારિ રાત્યું, ઘણુનેં વીછુડલે (વીછુડે) ચટકાઇ રે
મૃગાનેણી રાજ લાલ!

(૪૫) જુહાર માંહરો માંન લેજ્યો, રાજ! માંનિ લેજ્યો
માનિ લેજ્યો ભંવરે સુજાણ! જુહાર૦
ઘોડે ચઢિજ્યો હાંસિલે, કાંઇ ચાબક લેજ્યો હાથ
ચોલી તો લેજ્યો પાંનરી, મૃગાનૈણીનૂં લેજ્યો સાથિ. ૧
જુહાર૦ રાગ સોરઠ.

(૪૬) જૈસા રંગ કસુંભકા રે, તઇસા ઇહુ સંસાર
સબ જગિ બલ દેખિ કૈ, મોરી અમાણી! હમભી ચાલણહાર
હરિ રંગ માણિજે
તેરા ભયા પુરાણા બોલ, હરિ રંગ માણ લૈ,

(૪૭) જૈસી પ્રીત ચકોરકી, ચંદા હી માનૈ
ઐસી ઓર નિરવાહીએ, ઓ બાકી ઓ જાનૈ
સાજનાં! મેડા મન ધર્મસૂં લીગા, સલૂને સાજનાં!

(૪૮) જોગીયા કે અંગણે (કારણ) બાગ લગાઉં,
હું તો કલિયન કે મિસ આવું રે, આસણુરા હો જોગી (નં. ૧૫૫)

(૪૯) જો તુમે ચલોગે તો પ્રાણ તજુંગી, રોય રોય અંખીયા લાલ કરૂંગી
ચલત ન દેવું માઇ! અપનૈ પીયકું–રાગ સોરઠ

(૫૦) જો થેં તો ચાલ્યા ભર વરસાલેં, ચાદર ચકમો(ડો)લેનેં
સાથ ચલું હો રાજ!
મિલિયા થેં રહિજ્યો મારૂજી! નેહ નવો છે.

(५१) जोरी प्रीत जुरानी, जोरी जोर न जांनी
तब तो जोग कहां गयो, ऊधो अब भयो ध्र०
धीरज कैसे धरूं ?
ऊधो ! तुम योग पढावन आओ, धीरज कैसे धरूं ?

(५२) जोसी बूढो ने जोसण नित नवी, जोवे छैल जुवांन
जोसण म्हारी हे हरीयां वा(बा)गां मे जोसण नित नवी.
(नं. २२२३)

(५३) डीघी तो गौरी बेटी जाटकी, कांइ ऊभी रणक तलाव रे
पाणीडां दाखां को ऊमराव
प्यालो नकसी को सिरदार, सीसी अत्तरकी.

(५४) डुंगर टाढा रे डुंगर सीयला, इण डुंगरे रे सुनंदानो कंथ रे
फूलना चौसर प्रभुजीने सिर चढे. (नं. १२२६)

(५५) डूंगर डूंगर हूं भमी, मनमोहना लाल !
क्युं ही न पायो मैं पीय हो, मनमोहना लाल !

(५६) थां री आगै चंपो मोर्यो,
आजै जिनकुशल गडा लै–एहनी चालैं

(५७) थें चाल्या परदेस पुनां पुनां माणुसीया
लाखणीया हो ! किणनै बोलावस्यो होजी.

(५८) थें दिल्ली म्हें आगरे कांइ, थामां किसौ सनेह ?
थें चमकाइ वीजली मिसरी, मेें वरसायो मेह.

(५९) दरजण हे दरजण ! रूडो हो निजारो थारो नैणां रो, दरजण
आठ कूआ नव वावडी, चोसे सैं पणहार हे दरजण ! रूडो०

(६०) दिल्ली तणे दरवाजे गोसै चढी कबांण
खैचण वालो को नही, मैं किसपर करूं गुमान
पीया ! में नाजक छांजी, पीया ! में बालक छांजी
हलवै हलवै माणु गुमानी, पीया ! में नाजक छांजी.

(૬૧) ઘણું કેસર રી ક્યારી, મ્હાંરો મારૂડો ફૂલ હજારી
ગોરી રા માંન ગુમાની ઢોલા !
ઢોલોજી ઢોલો મ્હાંરે ઢોલો, મહારી વલહર નથડો ઝોલોરે
—ગોરીરા૦
કાંઇ કરૂં હઇયા, મ્હારે મારૂડે વા(બા)ગાં ડેરા દીયા હે
—ગોરીરા૦
વાટકડીમેં પતાસા, મ્હારો મારૂડો કરૈ તમાસા રે—ગોરીરા૦

(૬૨) ઘણુ રી સોરઠી, સોરઠ માંની હે બીજ રાજ નાંણુ દો.
—સોરઠી. (નં. ૯૩૨)

(૬૩) ધંધે મારા વૈદ બુલાવો, ગોતી ગોરી થારી નાજ ન ખાઇ
ગોરી મન લાગો વૈદાસું.

(૬૪) નણુદલ હે ! ઉવે ગયા સાજન ઉવે ગયા, પાલી ચઢંતા દીઠ
મ્હાંરી નણુદલ ! મન તો ઉવાહી ગયો, નયણ વહોસ્યા નીઠ
મોરી નણુદલ ! થાંકો હે વીરો મ્હાં કે મન વસ્યો. (નં. ૯૬૮)

(૬૫) નદીય જમુના કે તીર ઊડૈ દોય પંખીયા
જોઇ મેરા પીઉકી વાટ ફરૂકે અંખીયા
(પાઠાંતર—પીઉ ચાલ્યા પરદેશ તમે મેરી છાતીયાં) નં. ૯૭૫

(૬૬) નહી ઓઢૂં ચંગા સાલૂં, નહી ઓઢૂં ચીર
વાદલવરણી ઓઢણીસું, લાગો મારો જીવ
મ્હારા મારૂ રે ! વાદલવરણી ઓઢણી લે દે રે.

(૬૭) પરદેસી સૂં પ્રીત ન જોરિ રે
જાંલૂં રહૈ તાંલૂં નેહ નિવાહૈ, જબ હિ ચલૈ તબ તોરિ રે—
પરદેસી૦—રાગ સારંગ

(૬૮) પાણી રમઝમ વરસૈ, મોંને જાણા ગઢ ગિરનાર, ઝું(લૂ) અરની
દેશી—નં. ૧૭૪૮-૯

(૬૯) પ્યારા ! વે મેનું લે ચલના
ના મૈં મારી છુરી કટારી, ના મારી તલવાર. પ્યારા ! ૧

લોહે દા કરિ પીંજરા રે, બુરિય નદી કરવાર. પ્યારા! ૨
પ્યાર બુલાઇ ના રહું રે, ભાવૈ તૂં ગરદન માર. પ્યારા૦ ૩

(૭૦) ફુતમલ! પાંણીડે ગઇ'તિ તલાવ,
કાંટો ભાગો રે કાચી કેલરો. (નં. ૧૨૨૨)

(૭૧) બલદ ભલા **સોરઠા** રે, વાહણ **વીકાનેર** રે હઠીલા વૈરી
મરદ ભલા છે **મેડતે** રે લાલ, કામણિ જેસલમેર રે
હઠીલા વૈરી–(નં. ૧૨૩૬)

(૭૨) બાઇ હે ફુલ બાર, આલી નદી રે કિનારે રે
શ્યાંમ શ્યાંમ રે હોરી ખેલે, પિચકાર નકી મારે રે–આલી૦ ૧
ચૌવારે ચંદન ઓર અરગજા, કેસરકી પીચકાર–આલી૦ ૨
**સૂરદાસ** પ્રભુ તુમ્હારે મિલનકું, તુમ્હ જીતે હમ હાર–આલી૦ ૩

(૭૩) મહિંદી બાવન(વાવણ) હૂં ગઇ, મ્હોંને લહુડયો દેવર સાથ
મહિંદી રંગ લાગો, હો રાજ! મહિંદી૦ ૧
મહિંદી સીંચણ હૂં ગઇ, મ્હારે રાવ રતન રે બાગ. મહિંદી૦ ૨
મહિંદી પાનાં ફૂલડાં, હૂં તો ચૂંટિ ભરૂં લી છાજ–મહિંદી૦ ૩
આધી દીધી રાવલે, આધી સારે ગાંમ–મહિંદી૦ ૪
સોવન સિલાડયાં. (નં. ૧૪૧૯ સરખાવો નં. ૭૩૮)

(૭૪) માંઝીડા મૈણા રે, અજહું ન આયો હરિયાં ડૂંગરાં રે—
મ્હાં તો તોનૈં મૈણાં મેંજી વરજીયો રે તૂં તો ધાડે નૈ ધેવ્ચૈ
માંઝીડા મૈણારે, અજહું ન આયો હરિયાં ડૂંગરાં રે.
રાતડી અંધેરી મોજી એકલો રે, પાસે ને બૈરી રા અસવાર
–માઝીડા૦

(૭૫) મારૂં સોના રૂપા કેરૂં બેઢલું રે લો રૂપા ઇંઢોણી મા હાથ
મ્હાંરા વાલાજી લો! હું ગઇથી મહી વેચવા રે લો.
(નં. ૨૨૦૩ક)

(૭૬) મિશ્રી મંગા લ્યો છોતરા અધસેર મંગાજ્યો ભાંગ
કાંઇ ભૂરાડલા અફીમરાં, કાંઇ મદરી ગાગર આંણિ૦ ૧

વાતાં કહોને રે રાજ! ગાઢાં ગાગડા રી, વાતાં કહોને૦

—રાગ મારૂ ખંભાયતી.

(૭૭) મેરે પીઉકી ખબર કો લ્યાવે? મેરે બંભના!

ધુંગી રે કર કો કંકનાં, કરકો કંકનાં—મેરે૦

(૭૮) મેરે અબ કૈસેં નિકસન દઇયા?

હોરી ખેલત કનઇયા—મેરો૦

સાહુરે જોઉ તો મેરી સાસ લરૈ, પીહરડૈ મેરી અતિ

મઇયા—હોરી.

ઇત ડર ઉત ડર ભૂલિ ગઇ, મનમોહન કે સંગતા થેઇયા—હોરી.

વૃંદાવનકી કુંજ ગલિનમેં, વન વન સખીયન ગઇયા—હોરી.

મેં દધિ બેચન જાતિ વૃંદાવન, લૂટિ લીયૌ દહીયા મહીયા—હોરી.

મોર મુગટ પીતાંબર સોહૈ, કાંને કુંડલ ઝુકી રહીયા—હોરી.

સૂરદાસ પ્રભુ! તુમ્હારે મિલનકું, મેરો ચિત ચઇયા—હોરી. ૬

(૭૯) રંગ મહિલમેં ગાવતી બજાવતી ઢોલડી રે

ઢમકેં રાજિંદો મનાવતી, રાજિંદા! મોતી ઘોનેં હમારો

સાહિબા! મોતી ઘોને હમારો.

(નં. ૨૬૮, ૧૫૭૪, ૧૬૦૮ ને ૧૬૫૮)

(૮૦) રતન કૂએ. મુખ સાંકડો, સીંચણહારો નાદાન રે

દઇયાં! ગાડીવાનકા

થારી ગાડી ઊભી રાખ રે, દઇયા! ગાડીવાનકા.

(નં. ૧૬૨૧, ૧૮૫૮ ને ૧૯૦૮)

૮૧) રાણી દીપલી હે! નૈણાં રો મચકો રે દીપા! મેડતૈ હે રાણી૦

રાણોજી બુલાવૈ દીપા! માલીયૈ રે, કમર બુલાવૈ રંગમહિલ (૨)

રાયાં જાદકી (રાયજાદી) હે! નૈણાં રો મચકો દીપા દે ગઇ હો૦

(૮૨) રાંણેજી માલપુરો મારીયો, ટોડે ભરીયો દંડ

હે નણદી! થાંસું બલાઇ મ્હાંરી બોલસી.

(૮૩) રૂડી નેં રંગીયા સી વાહ્લા ! તાહરી વાંસલી રે
તે તો માહરે મંદિરીયે સંભલાઇ
ચિતડો આકુલ વ્યાકુલ થાઇ—રૂડી૦

(૮૪) વહિલો બોલ ગુવાલીયા રે ! થારી મુરલી મોડી વેણુ
કામણ ટૂંમણ ભમુણ મેં કાંઇ, આંખડીયાં મે જંત્ર
વસ કીની વ્રજકી નારી, કાં શીખ્યો એ મંત્ર.
મીઠાં બો..........

(૮૫) વાગોજી સોહે કેસરો ગઢ બૂંદી રો રાજા

(૮૬) વાડી ફૂલી અતિ ભલી, મન ભમરા રે !
વિચ વિચ ફૂલ ગુલાબ, લાલ મન ભમરા રે ! (નં. ૧૭ ૯૭)

(૮૭) વાણિયાણી કોટા ઉતરે રૈ, પારસ પૂજણ જાય
આવી ચિતાલંકી રે, આ બિરધાનૈણી રે
ગોરી તો વિણુ વરસેલા મેહ—એહ જાતિ (નં. ૧૮૦૧)

(૮૮) વીજાપુરની ભાંગ મંગા દો, કોઇ ગઢ બુંદી રૈ પ્યાલા લગા દો
ગોરીરા સાહિબા ! ભરિ પીઉં રાજિંદ ! પીવજ્યો.
(સરખાવો નં. ૨૨૧,)

(૮૯) લાઈ (લાલ) સૂવટિયા, સૂવટિયા !
પરવત વૂઠા મેહ રે, પાણી વહિ વાડી ગયા—લાલ સુલટીયા.

(૯૦) સુંમા દિલ કડી ગાઢ ગંદાલી, સાસુડી જાઇ નણદ હઠીલી હો
થાંહરી ઉલગરી દિન કેહા રાજ કેહા ?
મંદરીયૈ પધારો અજમલ ! વરસેલા મેહા હો—થાંહરી૦

(૯૧) સહેલી રે ! આંબો મોરીયો
ભલો મોહ્યો હે રાજાજીરી પોલિ—સહેલી૦
(સરખાવો નં. ૨૦૭૫)

(૯૨) સાહાં ઘડીય કમંગર ખૂતાં, મુખા ઘરીય લુહાર
વસમાં કે વર મારિયાણી, નિકલે અમ્બે દુખભાર
ખૂતા સાંતરિ નૈણા મારિ—કાફી મિશ્ર.

(૯૩) સાત કુવા નવ વાવડી, પાંણી ભરે રે પણિહાર
કાયથકા ઉલટયો જોબન મ્હાંકા ના રહૈ.

(૯૪) સાસુજી–જાયા હો લાલ, આછી નણુદ ભિલાયા હો
જેહડ માંરી વાજણી (માજણી?)

(૯૫) સાહિબજાદા કૈ બાગમે હોય કલીયા પક્કી રે
લૌડ હો લુંડીદા સાહિબડા યા લો. (નં. ૨૦૭૭)

(૯૬) સાહિબા હો! અમર વધાવો ગજમોતીયા
રાયજાદા રાઠોડ! મોરા સાહિબા૦–રાગ સૂહવ

(૯૭) સીપાઇડા રે! થાંહરે મ્હારે લાગો રે નેહ
રે લોભી! તોડયો પિણ તૂટે નહી
સીપાઇડા રે! ઝિરઝિર વરસે રે મેહ,
રે નાંની રે! બુંદ સુહાવણી. (સરખાવો નં. ૭૮૬)

(૯૮) સૂઅરીઓ રે સૂતો રે સેજમેં, રાજ! થારી નીંદડલી પરી રે
નિવાર રે,
રંગમેં ન કીજૈ હે ગોરી! રૂસણો
રાજ! થાંહરો રૂસણીયો પરો રે નિવાર રે નિવાર રે
રંગમેં ન કીજૈ રે ગોરી! રૂસણો.

(૯૯) સૂંમરીયારી નારિ! એક પલક દેવી સોંઢો સૂમરો
સૂંમરો હે જાયાં રો ફૂલ, બાગાં માંહિલો કેવંડો.–સૂંમરીયારી. ૧
રમસ્યાં હે સખી! માઝમ રાતિ, પોહ ફાટી કો બેજ ઘૂ–સૂં. ૨
દેસૂં રોપ (એ) ગલારોં હાર, ડાવા પગરી મોજડી–સૂં. ૩
ગહિલી હે! મૂઢ ગિમાર!, માગ્યા રાજિંદ કહાં પાઇયૈ?–સૂં. ૪
(સરખાવો નં. ૨૧૬૩ ને જુઓ નં. ૨૧૬૩ ક)

(૧૦૦) સૂહવ હે સૂહવ! સીસ ગુંથાય, હે બોલી! ચંદલૈ સાम्हो મ જોઇ
મત કબ ચંદો હે ગોરી ખિર પડે, હે બોલી! રયણુ
અંધારી હોય.

(૧૦૧) સેરપુરારો સેલડો રે વનડા ! અચલગડાલેરી ઢાલ
મહારાજા વનડા !
વારી વારી હો મહારાજા ! બાગાં થૈ ભલાઇ આયા હો રાજ.

(૧૦૨) સોના રૂપાના ઘડા ઘડૂલા, રૂપાની છે ઝારી
રાધા પાંણિ નીસરી તઉ સોલ વરસની નારી
બેડલે ભાર ઘણો છે રાજ ! બાતાં કેમ કરો છો ? (નં. ૧૨૮૬)

(૧૦૩) હાં કા સંગ હોરી ખેલુંગી ? આય નેમકુમાર જોગ લીયા
તો લેણ ન રમત અવર કુમર હે, અવર કૂમરકી હો તરીયાં.
છપન કોડિ યાદવ મિલિ આઇ, કૃષ્ણ નરેસર ક્રોધ કીયા.
કેસર ચંદન અગર કુમકુમા, ડારત હે ડારત હે તાસ તરીયા
નેમિકુમાર ગિરિનાર સધાયા, બુધવિજય પૂગી રલીયાં.

(૧૦૪) હાંજી હાંજી જુરમટ જુરમટ ખેલુંગી
ખેલું ખેલું હો વૃંદાવન ફાગ, હરજી સું જુરમટ ખેલુંગી. ૧
હાંજી કહાં વસૈવા રાધિકા, હાંજી કહાં વસૈ સુંદર કાંન.
હાંજી હાંજી મથુરા વસૈ વા રાધિકા, હાંજી ગોકુલ વસૈવો કાંન.
હાંજી દાંન કન્યા યા દીઍ, હાંજી દહીંયા કો દાંન ન હોય
હાંજી દાંન જ લૌંગ સુપારીયાં, દહીંયા કો દાન ન હોય.
—ઇતિ ગીત (સરખાવો નં. ૭૩૬)

(૧૦૫) હાથકા ચૂગી મુંદડો, મેરે ગલકો નવસર હાર રે
લહરીયો મેરો ભીંજૈગો
ભીંજૈ છયલરી બાંહરે—લહરીયો મેરૌ ભીંજૈગો
પાથર ફોડો તેરો મૂંદડો, નદિય વહાઉં તેરો ભૂર(ચૂર) રે, લહ.
સાહિબ સું પ્રીતિ નાં તોડું, જોઉં (જોડું) સો સો વાર રે, લહ.
મૈં ગુણવંતી ગોરડી, છયલ છબીલો જાર (યાર) રે, લહ.
(નં. ૧૭૫૦)

(૧૦૬) હાથી તો લેજ્યો રો હાડા રો ચકમકમેં !
(હાથી તો ચઢિજ્યો રે હાડારાવ ઢમકમે (નં.૨૨૫૧) માહરા રાજ !
અંકુસ લેજ્યો હાથ રે પાનારી પોલિ (નં. ૨૨૫૧)

(૧૦૭) હો નણદીરા વીરા, મ્હાંરા લસકર રહ્યો રે લુભાય
સીયાલે આબૂ ભલી રે, ઊનાલે અજમેર
નાગાંણો નિતહી ભલો રે, સાંવણ વીકાનેર
(નં. ૧૯૫૧ ને ૨૧૨૪ક)

(૧૦૮) કદડારાં વાજાં હે લાગ્યાં મારૂ વાજીયાં મારૂજી !
કદડારાં ઘુરીયાં રે નિસાંણ
રા સોરઠ મેં સોરઠ મેં હે સુરજી ઉગીયો મારૂજી !
(શ્રીપતિવિજય શિ. દીપવિજયની ચોવીસી આદિ સ્ત.) નં. ૨૯૫

(૧૦૯) છેડો નાજી છેડો નાજી પીયા મારા ઝાંઝરીયા વાજિછિં.
(ભાવપ્રભસૂરિ કૃત સ્થૂલિભદ્ર સ. ઓલોનેજી ઓલોનેજી સ્થૂલિ-
ભદ્ર વાલંભ ! પ્રીતડલી ખટકે છે.) નં. ૬૦૧.

(૧૧૦) જોસિડારી બેટી રૂપે આગલી, બનડાજી !
જોસિડારી ગલિઈ થે મત જાઓ, સાહિબ !
છોગો વિરાજે પંચરંગી પાઘમેં, બનડાજી !
(દીપવિજય કૃત સોહમ કુલ પટ્ટાવલી રાસ ૪૦ સં. ૧૮૭૭)

(૧૧૧) વાલિમ ! વાડિ આપણીરે વાલિમ ! લ્યો ફુલાંરે ભોગ
મ્હારા વાલિમા રે ! વાલિમ હું ચતુરાંરાય
(ભાવપ્રભસૂરિની રાજીમતિ રહનેમિ સ. ગુફા માંહી ગોરડીરે દેખી
ચૂકયો ત્યાં રહનેમિ, રાજુલ વાલહી રે રાજુલ ! માનો હમારો બોલ.)

(૧૧૨) હાંરે હું તો ભરવા ગઈતી તટ જમુનાનાં નીરજો
(દીપવિજય કૃત સોહમ કુલ પટ્ટાવલી રાસ ૫૦ સં. ૧૮૭૭)

(૧૧૩) હું તો મોહિ રે નંદના લાલ મોરલીનેં તાનેં
(દીપવિજયનો સોહમ કુલ પટ્ટાવલી રાસ ૩૬ સં. ૧૮૭૭)

## આખી દેશીઓ.

[કેટલીક સ્વાધ્યાય અને બીજી નાની કૃતિઓની દેશીઓ લેવાઈ છે તે પૈકી અપ્રસિદ્ધ દા. ત. અત્ર આપવામાં આવે છે]

(૧૧૪) **બલદેવ સ્વાધ્યાય** [નં ૭૮૦]

**તુંગીયા ગિરી શિખર સોહે,** આરામ વન સુખ કંદ રે
વાઘ મૃગ શિસા (?) ચીતરા, બૂઝવે પસૂ વૃંદરે —તું. ૧
**બલદેવ** મન માહે તપ તપે, સે લેઈ સંજમ ભારરે
દાર વેચન કબહી કોઇ, પારણે લેઈ આહાર રે. —તું. ૨
કંઈક મૃગપતિ હુઆ શ્રાવક, કેઇક અણુસણ ધરેય રે,
ધરીય સમકીત મંસ છાંડયો, જાતિસમરણ લેઇ રે. —તું. ૩
રૂપસુંદર મુનિ પુરંદર, ધલ્યો નગર મઝાર રે,
માસ પારણ ગોચરીકૂં, પેખીયો નગર મઝાર રે. —તું. ૪
કૂપ કંઠે મદનમોહની, નયણ મેપ તલેય રે
કુંભ ચૂંકી પૂત્ર પાયોં, કુઆ ભીંતર દેઅરે —તું. ૫
ચતુર ચિંતે રૂપ માહરો, કામની એ મૃગપાસરે
ગોચરીકૂં નગર નાવૂં, હમ ભલા વનવાસ રે. —તું. ૬
માસ પારણ આહાર લેતાં, રથ ભગત સુવિસાલે રે,
હિરણલો ગુણનિલો હરખ્યો, ચંપીયા તરૂ ડાલ રે. —તું. ૭
રથકાર મૃગ બલદેવ મુનિસું, ચલ્યો સંબલ લેય રે
પાંચમે સુરલોક પોહતા, **સકલ** ભવ સુખ દેય રે —તું. ૮

(૧૧૫) **સોહલાગીત.** દુલહ કૃષ્ણ. (નં. ૮૯૯)

**દુલહ કૃષ્ણ દુલહ રાણી રાધિકાજી,** વધાવો જસોમતી માય.
પાટનૈ સિંઘાસણ પ્રભુજીકે સોવનો, સોવન છત્ર તણાય. દુ. ૧
કુંયરી લાડતી હો રાજા વૃષભાનકી, આની આની નંદકુમારિ,
ઉસ ગલિ સૌહે ચૌકી જડાઉકી, ઉસ ગલિ નવસરહાર. દુ. ૨
તોરણ ઘડાવો હો ચંદન બાવનો, વધાવો ગોકુલજીકી પોલિ
કલસ ભરાવો કેસર કપૂરસું, ભીંતિ કરાવાંગી ષોલિ. દુ. ૩
ચોક પુરાવાં માણિક મોતીયાંજી, રતન ભરાવાં થાલ
કરો નંઈ મહોદાં વહિણી આરતી, આએ ઘર વીર ગોપાલ. દુ. ૪

સોહલો ને ગાયો પૃથ્વીરાજ રાઠોડજી. કાસું કાસું પાયો દાન
પાઈનિ છપ વાસી હુહૂંકી હુહૂં જણા, બિહું જન રહો માન. હુ. ૫

(૧૧૬) **વર્દ્ધમાન જિન વેલિ.** નંદનકું તિસલા હુલરાવે (નં. ૯૭૮)

નંદનકું તિસલા હુલરાવઈ, પૂતિ મોહ્યા ઈંદા રી
તુજ ગુણ લાડિકડાના ગાવઇ, સુરનર નારી વૃંદા રી. ૧
આસાઢી સુદિ છઠ્ઠિઈં ચવીઉ, હરિ થવીઉ અવતરીઉ રી
ચઉદે સુપિને સૂચ્યો હમ કુલિ, પૂરવ પુણ્ય ઠવીઉરી. ૨ × ×
વર્દ્ધમાન જિન ગુણ સુરવેલી, હિઅડા કરે સહેલી
સકલ કહઈ ગુણ મત્સર મેહલી, નિશિ દિનિ જિન ગુણિ ખેલીરે. ૬૫
વીર પટોધર સેણિઇ આયુ, હીરવિજય ગુરૂ હીરો
સકલચંદ કહઇ સો નિત સમરઇ, ચરમ જિણેસર વીરોરે. ૬૬

(૧૧૭) **રાગમાલા** (નં. ૧૬૪૦) **શાંતિ સ્તોત્ર** ૩૦ કડીનું

રાગ સામેરી

વંછિત પૂરણ મનોહરૂ, સયલ સંઘ મંગલ કરૂ
જિનવર ચઉવાસઇ નિતુ પ્રણમીઈએ. ૧
(વિજયદાનસૂરિ રાજ્યમાં જગરાજ શિષ્ય સહજવિમલ કૃત. નં. ૧૭૬૦)

(૧૧૮) **મૃગાપુત્ર સઝાય.**—(નં. ૨૧૩૦)

સુગ્રીવ નયર સોહામણું, રાજા શ્રી બલિભદ
તાસ ઘરણી મૃગાવતીજી, તસ નંદન ગુણવંત
રે માડી! ખિણુ લાખીણુરે જાઈ. ૧ × ×
મૃગાપુત્ર ઋષિ રાજીઉજી, પામ્યો શિવપુર ઠામ
સીહવિમલ ઇમ વીનવઇજી, હોયો તાસ પ્રણામ
રે માડી! ખિણુ લાખીણુરે જાય. ૨૫

(૧૧૯) **+શીલ ઉપર સ્વા.** કડી ૧૦ (નં. ૨૧૩૮) કુમુદચંદ્ર કૃત.

રાગ મેવાડો ધન્યાસી

સુણિ સુણિ કંતા રે ! સીખ સુહાંમણિ
પ્રીત ન કીજઇ રે પરનારી તણી

ત્રૂટક

પરનારિ સાથેં પ્રીતડી, કહો પ્રીઉડાં કિમ કીજીઇ ?
ઉંઘ વેચી આપણી, ઊજાગરો કિમ લીજીઈ ?
કાછડી-છૂટઉ કહઇ લંપટ, લોક માંહિં લાજીઇ
કુલ ખય ખંપણ નિઅર (રખે) લાગઈ, સગામાં કિમ ગાજીઇ ?૧××
તે માટઈ હું રે વાલિંમ ! વીનવું
પાય લાગીનેં મધુર વચન ચવું

ત્રૂટક

વચન મોરાં માનીઇ, પરનારિથી રહઉ વેગલા
અપવાદ માથઇ ચઢઇ મોટા, નરગ થકીને દોહિલા
ધન ધન તે નરનારિ જે, દઢ સીયલ પાલઇ જગિ તિલો
તે પામસ્યઇ જસ જગત્રમાંહિ, કુમુદચંદ કહઇ સમુજ્જવલો. ૧૦
—સં. ૧૭૮૪નો ચોપડો મુનિ જશ૦ પ્ર. જૈનપ્રબોધ પૃ. ૨૧૫

(૧૨૦) **સુરતિ મહિનાની.** (નં. ૨૧૮૪)
ચૈત્રે ચતુર્ભુજ નાવિયા, રાધાજી કરે રે વિચાર
કોઇ લાવે પિઉની વધામણી, આપું એકાવલ હાર. (નં. ૫૯૨)
(દીપવિજય કૃત સોહમકુલ પટ્ટાવલી રાસ ૪૭ સં. ૧

(૧૨૧) **સ્થૂલિભદ્ર સ્વાધ્યાય** (નં. ૧૭૨૭)
**લાછલદે માત મલ્હાર બહુ ગુણરયણ ભંડાર**
આજ હો ભોગી રે રમે રંગિ રૂઅડિ નારિસ્યું જી. ૧
ભર જોવન-વનમાંહિ માતા મયગલપાંહિ,
આજ હો ઝીલે રે સરોવર કોસ્યા કેરડે જી. ૨

અહનિસિ કરે રે ટકોલ, કોસ્યાસું રંગરોલ,
આજ હો ખેલે રે કલ્લોલે મોહન માલિયે જી. ૩

થૂલિભદ્રસું બહુ નેહ, એક જીવન બે દેહ
આજ હો જાતી રે, નવિ જાણે રમતાં રાતડી જી. ૪

ઇણ અવસર નિજ તાત, મરણ તણી સવિ વાત,
આજ હો એહવો રે, સુણિને સંયમ આદર્યો જી. ૫

કોસ્યા લે આદેશ, વિચરે દેશ વિદેશ
આજહો ઝૂરે રે, વાલિંભ વિણુ વિરહિણી એકલી જી. ૬

કુણુ કરસ્યે રે અંઘોલ, કુંણુ પીરસ્યે ઘૃત ઘોલ?
આજ હો વાગે રે, કેસરીયે કસ કુણુ બાંધસ્યે જી? ૭

સહજ સુહાલી સેજ, મુંકી માહરા મનડાનું હેજ,
આજ હો મ્હાંહરો પ્રીઉડો રે, પન્હોતો પોઢ્યો સાથરે જી. ૮

જે વિણુ દિન નવિ જાઈ, ખિણુ વરસાંસો થાય,
આજ હો વાલ્હા રે, વિછોહ્યાં કહો કુણુ મેલવે જી? ૯

ઇમ જપતાં બહુ માસ, થૂલિભદ્ર ચતુર ચોમાસ,
આજ હો આયા રે, ઉલટ ધરિ કોસ્યા આંગણેજી. ૧૦

હરખ હુઓ તિણુ દિસ, તે જાણે જગદીસ,
આજ હો નયણુ રંગીલી કોસ્યા પાયે પડે જી. ૧૧

પહિરી સોલ શૃંગાર, ચતુર છયલ નવ નાર,
આજ હો બોલે રે, અમીરસ વયણુ સોહામણા જી. ૧૨

ખટરસ સરસ આહાર, પડિલાભે તિણુવાર,
આજ હો કોસ્યારે, હિઇ હરખ નવ નેહથી જી. ૧૩

તે આગલ શી રંભ? દેખી રૂપ અચંભ,
આજ હો થંભ્યારે, સુરજ સરિખા સવિ દેવતા જી. ૧૪

નવ ભેદે મુનિ સીંહ, સીલવંત માહે લીહ,
આજ હો ચોરાસી ચોવીસી નામ લિખાવીઉં જી. १५

એ થૂલિભદ્ર નિર્દોષ, જિણુ પ્રતિબોધી કોસ,
આજ હો દીધીરે, રસ સનેહી સમકિત સુખડી જી. १६

એ થૂલિભદ્ર ચરિત્ર, ભણતાં જનમ પવિત્ર.
આજ હો પાંમીરે, લબ્ધિ લીલા લખમી ઘણી જી. १७

(१२२) રાગ સારંગ [નં. १७५५]

**વ્રજ મંડલ દેશ દિખાવો રસિયા !** —વ્રજ

વ્રજ મંડલકો આછો નીકો પાણી.
ગોરી ગોરી નારિ સુઘડિ રસિયા !–ચતુર રસિયા ! વ્રજ.
અગર ચંદણુ રો દોલીયો વિરાજે અવલ રેસમી લુંબે કસિયા, વ્રજ.
બાલાપણુમેં ગૌ ચરાઇ, તિણુ દેસે ચાલો વસિયા,
મુરલી તોરી સદાઇ સુહાવો, મૃગનૈણી નાચે રસિયા. વ્રજ.
મટકી ફોરિ દહી મેરો ડાર્યો, બાંહ પકરિ મેલી ધસીયા.
ચંદ સખી અબ આય મિલે હે, કૃષ્ણુ મુરારિ મેરે મન વસીયા વ્રજ.

—પત્ર ૩૪ ની સ્તવન સંગ્રહની પ્રત તેમાં પત્ર ૨૫ માં આ ચંદ કવિકૃત એકજ પદ છે. અનંત ૨

(१२३) **ભમરા ગીત**–રાગ પૂર્વી ગુડી–(નં. १७૯७)

**વાડી ફૂલી અતિ ભલી મન ભમરારે**
દેખી ન કીજઈ સોસ રંગ રસ ભમરારે
અણુસરજ્યો લહીએ નહીં મન ભમરારે,
કરમ હિ દીજઈ દોસ રંગ રસ ભમરારે. १

ચાંપા ફૂલ સોહામણુા મન. સરલ સરૂપ સુગંધ, રંગ.
તેરે કાજિ ન આવહી મન. દેખિ ન હોઇય અંધ, રંગ. २
હરખ ન કીજઇ દેખતાં મન. સબ ફૂલી વનરાય રંગ.
ચાતક બુંદ ન પાવહીં મન. જઉ વરસઇ ઘન આપ રંગ. ३

ગંધ લુબ્ધ મરીઇ નહીં મન. રહીયઇ સમઝિ સુજાંણુ રંગ.
અતિ લોભી વિષઇ મહા મન. કિણિ કિણિ ન તજ્યા પ્રાણુ રંગ. ૪

રૂપ દેખિ કિઉં રાચીયઇ મન. જઇ ગુણવંત ન હોઇ રંગ.
ચંગે આઉલ ફૂલડે મન. સિંરહ ન બાહઇ કોઇ રંગ. ૫

અતિ સુગંધ જઇ ચિહું દિસઇ મન૦ ફૂલી તરવર જાતિ રંગ.
વિણુ દીયઇ કિઉં પાઇઇ મન. ન કરૂ પરાઇ તાતિ રંગ. ૬

જઉ નાહીં ઉહ માલતી મન. તુ તૂં વિલંબ કરીર રંગ.
કે કે સુરનર દેવતા મન. દુખ ન સહઇ સરીર રંગ. ૭

દાડિમ કણુયર ફૂલડા મન. દીસઇ રંગ સુચંગ રંગ.
ગુનહીના રૂવિ અગ્ગલા મન. તિણુસ્યું ન કરે સંગ રંગ. ૮

કેતકી વનહ ન જાઇયઇ મન. જિહાં કંટક દુખ દેઇ, રંગ.
પહિલી લાલ વિલાઇ કઈ મન. જીવીત પીછઇ લેઇ રંગ. ૯

હું તુઝ વરજું અહિનસિં મન. દેઇ દેઇ સીખ હજાર, રંગ.
જિહિ ધરિ ગયાં ન માંનીયઇ મન. તિહાં કયું જાઇ ગમાર, રંગ. ૧૦

ગુણુ અવગુણુ બૂઝઇ નહીં મન. કોયલિ જાતિ કુનારિ, રંગ.
નીંબ ચઢી સોઇ સુર કરઇ મન. સોઇ સર સહકાર, રંગ. ૧૧

કોયલ રૂપ ન નિંદીયઇ મન. ગુણુ કોઉં સંસારિ રંગ.
એક સુમીઠે બોલણે મન. વસિ કીઉ સંસાર રંગ. ૧૨

તું કિણુ ગુણુ કાલુ હુઉ મન. કિં રોવહિં વનમાંહિ રંગ.
સ્યામ ભએરૂ નેનકે મન. વિસન જે પરધરિ જાઇ, રંગ. ૧૩

ફૂલી જુહી માલતી મન. જો તજી ગયો સુગંધ રંગ.
ચિત તેરે પદમનિ વસી મન. તો બાંધ્યો દ્રઢ બંધ રંગ. ૧૪

વાડી નાહી આપણી મન. મત તુ કરય વીસાસ રંગ.
વિરચિત વાર ન લાગહી મન. કિસી પરાઈ આસ રંગ. ૧૫

ધીરજ સત્ત ન છોડીયઈ મન. સુખદુખ કહીય ન હોઇ રંગ.
મુખથી દીન ન બોલીયઇ મન. ઝખક ન દીજઇ રોઇ, રંગ. ૧૬

ચંચલ ચિત્ત ન હોઇયઇ મન. મનમાંહિ ધરીયઇ ધીર રંગ.
લોક હસઇ નિંદા કરઇ મન. કો જાણઇ પર પીર રંગ. ૧૭

કરીઇ સેવા એકકી મન. ઓર નિરવાહઇ પાર રંગ.
વલિ વલિ ભમત ભલો નહીં મન. દેખુ ચિત્ત વિચારિ રંગ. ૧૮

વચન કહિઉ સોઇ પાલીયઇ મન. તજીયઇ માયા જાલ રંગ.
લહીયઇ પરમાનંદ જિઉં મન. સીખ કહઇ **મુનિ માલ**, રંગ. ૧૯

—ઇતિ મન ભમરા ગીતં.

# પરિશિષ્ટ ૧

---

## જૈનેતર કવિઓ.

### જૈન ભંડારો આદિ તપાસતાં સાંપડતી પ્રતિઓ પરથી.

## વિક્રમ પંદરમી સદી.

**१ गोरखनाथ** (समय सं. १४०७ पृ. १०५, २०७ **मिश्र०**)

**(१) गोरखनाथ पावडी** (હિંદીમાં)

ક્રોધ લોભ દુરેં પરિહરવા, પરિહર મમત માયા
**ગોરખનાથેં** યો ઉપદેશિ, કણેરીયા બુઝાયા. ૧
ઝખક ન બોલણા ધગક ન ચલણા જોઇ મુકેવા પાયા
દેશ વિદેશ ઈણી પરેં ભમણા, ભણેં તે **ગોરખરાયા** ૨
કોપિન પુરા વસ્ત્ર ન રખણા, રહિણા વન સમસાનેં
મુગતિ કાજ જે યોગી હોણા, તો રહિણા એકણ ધ્યાન્યેં. ૩××
પ્રેમ કરી કોઇ ભીક્ષા દેવેં, જોગી બહુત ન લેવેં
કાયા પોપ કરેં નહું જોગી, જોગી સો જંગલ સેવેં. ૬૫
દાંમ હુતી દેહ જાંણે મેરી, સો કિહાંકા જોગી
પેટ કે તાઇ મુંડ મુડાવેં, ફીરેં જ્યું કુત્તા રોગી. ૬૬
જતી જોગી કાપડી સન્યાસી, ઇણેં રાહેં જે જાવેં
ગુરૂકા દાસ ગરીબો લાવેં, સોઇ પરમપદ પાવે. ૬૭

—ઇતિશ્રી ગોરખનાથ કૃત યોગ પાવડી સંપૂર્ણ. સંવત ૧૮૮૨ ના જ્યેષ્ટ શુદિ ૭ ચંદ્રવાસરે રાજનગરે. પત્ર ૧૪ ની પ્રતમાં ૧૦ થી ૧૪ પત્રમાં—મારી પાસે.

---

## २ अद्दहमाण–अब्दुलरहमान (મુસલમાન કવિ)

**(२) संदेश रासक** ગાથા ૨૧૭

રયણાયર ધર ગિરિ તરવરાઇ, ગયણંગણંમિ રિક્ખાઇં
જેણજ્જ સયલ સિરિયં. તં બુહયણ વો સિવ દેઉ. ૧
માણુસ્સ દિવ્વ વિજ્જાહરેહિં, ણહમગ્ગિ સૂર સસિ બિંબે
આએહિં જો ણમિજ્જઇ, તં ણયરેણુ વાહુકત્તારં. ૨
પચ્ચાએસિ પહૂઓ, પુવ્વ પસિદ્ધો ય મિચ્છ દેસુત્થિ
તહ વિસએ સંભૂઉ, આરદ્દો મીરસેણસ્સ. ૩
તહ તણુઉ કુલકમલો, પાઇય કવ્વેસુ ગીય વિસયેસુ
અદ્દહમાણ પસિદ્ધો, સન્દેહ રાસયં રઇયં. ૪ × × ×
વિજયનગરહુ કાવિ વરતરુણિ, ઉત્તંગ થિર થોર ધણુલક્ક ધયરદ્ધ પઉહર
દીણાણણ પહુનિહઇ જલ પવાહ પવહંત દીહર
વિરહગ્ગિહિં કણગિણિ તણુ તહ સામલિમ–પવન્નુ
ણજ્જઇ રાહવિડંબિયઉ, તારાહિવઇ સઉન્નુ. ૨૩

આ રાસ પર જૈન સાધુ લક્ષ્મીચંદ્રે સં. ૧૪૬૫ માં સંસ્કૃત ટીકા રચી છે તેનો મંગલાચરણનો આદિ શ્લોક છે કેઃ—

नत्वा जिनगुरून्भक्त्या स्मृत्वा वाङ्मयदेवतां ।
वृत्तिं संदेशरासस्य, कुरुते मुनिपुंगवः ॥१॥

ઉપરની મૂલની ત્રીજી ચોથી ગાથા કે જેમાં કવિ પોતાનો પરિચય આપે છે તે પર ઉક્ત ટીકા આ પ્રમાણે છેઃ—

प्रतीच्यां पश्चिमदिशि प्रभूतः पूर्व्वप्रसिद्धः म्लेच्छः ( मिश्र ) नामा देशोऽस्ति, तत्र विषये आरद्दो देशीत्वा तंतुवायो मीरसेनाख्यः संभूतः उत्पन्नः ॥३॥ तस्य मीरस्य तनयः कुले कमल इव कुलकमलः प्राकृतकाव्येषु, गीतविषयेषु प्रसिद्धां लब्धरेषः अब्दलरहमान नामाभूत् तेन सन्देशानां रासकं नामापभ्रंशग्रन्थः कृतः ॥४॥

એટલે પશ્ચિમ દિશામાં મ્લેચ્છ (મિશ્ર) દેશવર્તી આરદ્દ (આરબ) પ્રાન્તમાં તંતુવાય મીરસેન થયો. તેનો કુલમાં કમલરૂપ એવો અબ્દુલ

રહમાન કે જે પ્રાકૃત કાવ્ય ગીત (રચવામાં) કુશલ હતો તેણે સંદેશ રાસકની રચના કરી.

ઉક્ત ટીકાકારે ગ્રંથની ત્રણ ભાગમાં વહેંચણી કરી છે-પહેલો ૨૨ ગાથા સુધીનો પ્રસ્તાવનારૂપ છે. બીજામાં ગ્રંથના મૂલ વિષયનો પ્રારંભ ઉપર ટાંકેલી ૨૩ મી ગાથાથી થાય છે તેની પર ટીકા નીચે પ્રમાણે આપી છે:-

विक्रमपुरात् (? विजयनगरात्) काचिद् वरनाइ(य)का उच्च स्थिर दृढ स्थूल कुचाग्रमरी मध्यमध्या धार्त्तराष्ट्र राजहंसगति विरहिणी त्वा दीनानना नेत्रयो दीर्घभर जलप्रवाह प्रवहन्ति परदेशगतं पतिं पश्यति तथा कनकांग्या विरहाग्निना तनु शरीरं श्यामलिमा-प्रपन्नं कविः कथयति । मन्ये ताराधिपति श्चन्द्रः राहुणा विडंबितो ग्रस्त इति तस्या विरहावस्थां वर्णयन्नाह ॥२३॥

આ બીજો ભાગ ૧૨૭ મી ગાથાથી સમાપ્ત થાય છે. ત્રીજામાં છ ઋતુઓનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે ને ૨૦૦ કડીમાં સમાપ્ત થાય છે. અંતે વિરહિણીના પતિના આગમનદ્વારા પ્રફુલ્લિત થવા સુધીનું વર્ણન કરી ગ્રંથની સમાપ્તિ કરી છે. આ ટીકા પ્રમાણે ગ્રંથની કુલ ગાથાની સંખ્યા ૨૧૭ છે. ટીકાકારની છેવટની પ્રશસ્તિ નીચે પ્રમાણે છે:-

सर्वतमोहरं स्वोद्गुगग(णा ?)नां पतिरद्भुतं ।
कुर्वन् कुवलयश्चन्द्रगणः चन्द्र इवाबभौ ॥१॥
बिबुधानंद कृत श्रीमान् सुधर्म्मा संस्थितो युतः
वाण्या देवेन्द्रवज्जज्ञे तस्मिनार्य हि सूरिराट् ॥२॥
तत्पट्टे कृतहर्षो हर्षादिमसुंदरो गुरुर्जयति ।
श्री देवसुंदर गुरुर्जयताज् जिनशासने रम्ये ॥३॥
श्रीमत्प्राग्वाटवंशाम्बुधिशशिसदृशो हालिगस्यांगजन्माः
पुत्रो मातस्ति लब्धाः प्रविदितचरणे रुद्रपल्लीयगच्छे ।
श्रीमद् देवेन्द्र शिष्यः शर रस युगभू वत्सरे वृत्तिमेतां
लक्ष्मीचन्द्रश्चकाराखिलगुणनिचयः सूरयः शोधयंतु ॥४॥

वृत्तिर्नास्य (स्म) दृशा विलोकितुरे पार्श्वेन चाभाणि च
नो कर्त्तुर्मुखतस्त्विदं भुवि मया चाश्रावि शास्त्रं क्वचित् ।
किन्तु क्षत्रिय गाहडस्य मुखतो या या प्रवृत्तिः श्रुता
सा सा ह्यत्र मया विमूढमतिना वार्त्ता निद्धान तु (?) ॥५॥
यदन्यथा मया प्रोक्तं कश्चिदर्थस्तथा पदं ।
तदहं नैव जानामि तज्जानात्येव गाहडः ॥६॥

આનો સાર એ છે કે ચંદ્ર ગણની રૂદ્રપલ્લિય શાખામાં પ્રાગ્વાટ (વણિક) વંશમાં હાલિગના પુત્ર અને દેવેન્દ્રસૂરિના શિષ્ય લક્ષ્મીચંદ્રે આ વૃત્તિ સં. ૧૪૬૫ માં રચી તે વખતે દેવેન્દ્રસૂરિના પટ્ટધર હર્ષ-સુન્દર અને દેવસુન્દર વિદ્યમાન હતા. કર્ત્તાના મુખથી આ સાંભળીને કે તેના અર્થ સમજીને મેં આ વૃત્તિ રચી નથી પણ ગાહડ નામના ક્ષત્રિના મુખથી જે સાંભળ્યું તે આ વૃત્તિમાં જણાવ્યું છે. અન્યથા અર્થ કે પદ મારાથી કહેવાયો હોય તે હું જાણતો નથી, તે ગાહડજ જાણે છે.

—(૧) લિખિતં શ્રી હિસારદુર્ગે આષાઢ સુદિ અષ્ટમ્યાં બુધ-વાસરે. સટીક ૨૯–૧૩ હરિસાગરસૂરિ સંગ્રહ (૨) સટીક પત્ર ૨૩ તેમાં પ્રથમના ૯ પત્ર નથી નં. ૪૬૨૨ વીકાનેર રાજકીય પુસ્તકાલય (૩) સટીક પત્ર ૧૯ ઋતુવર્ણનમાં કાર્તિકના વર્ણન સુધીની અપૂર્ણ નં. ૭૫૭–૧૧૯ જોધપુર મ્યુઝિયમ લાયબ્રેરી. (૪) મૂલમાત્રની ગાથા ૨૧૬ વાળી પત્ર ૧૨–૧૬ પો. ૭૬ નં. ૨૨૮૫ જિ. ચા. (૫) મૂળની પાટણનો ભંડાર (જુઓ શ્રી અગરચંદ નાહટાનો 'સન્દેશ રાસ સટીક' નામનો લેખ **राजस्थानी** ભાગ ૩ અંક ૨ પૃ. ૫૬, જૈન ગૂર્જર કવિઓ ૧ પ્રસ્તાવના પૃ. ૫૯, શ્રી કેશવરામ શાસ્ત્રી કૃત 'કવિચરિત' પૃ. ૧૬)

---

### ૩ આસાયત (૧-૪૬)

### (૩) હંસાઉલી–હંસવચ્છ ચો. (૧-૪૬)

—હંસવચ્છરાજકથા–સૌભાગ્યમંડનગણિ લિ. પત્ર ૧૨ ઝધ-ડીઆ જૈન ધર્મશાળાની લાયબ્રેરી. નં. ૭૧. જૂની પ્રત.

(જુઓ શ્રી કેશવરામ શાસ્ત્રી કૃત કવિચરિત પૃ. ૩)

---

## ૪ સિદ્ધર-સીધર-શ્રીધર

### (૪) શાસ્ત્રીપાઠ છંદ-માતાજીનો છંદ-સપ્તશતી છંદ

આદિ. ॥ ૯૦ ॥ શ્રી ગુરૂભ્યો નમઃ ॥ શ્રી અંબિકાયૈ નમઃ ॥

यां अंबे मधुकैटवं विपु मथनीया महिषोन्मूलनी
या धूम्रेंषचंडमूंडमथनीया रक्तबीजासनी ।
या सा शुंभ निशुंभ दैत्यदलणी या शुद्धि लक्ष्मीपरा
सा देवी नवकोटिसहिता सा मां पातु विश्वेसरी ॥१॥

સિદ્ધર કવિત્ત કહે મતિ મંદહ, પૂર્વ છાયા આર્યા છંદહ
થિર થિર કલસ પંચ પરિ દીપક, વીસહ જાતિ વીસા સહૌ રૂપક. ૨
રૂપક સોલ ચોક ચોસઠહ, છપ્પય ધાત તલ ઉપરિ અઠહ
નવસત પુર્વ્વ ગાહ છત્રીસહ, એવં કવિત્ત એકસોલ વીસહ. ૩
વીસ વિસા પિંગલ પરિ જાંણુ, તે આગલિ કિમ કરિસ વખાંણુ
વૃદ્ધિ ખોટિ લઘુ દીરઘ ભંગહ, અખ્યર તણા નહ જાણું અંગહ
રખે ખોટિ કો કાઢે માધર, બુદ્ધિ માઝનેં બોલ્યા સીત્રર ૫

અંતે—

ભણે ભખી ઊભા ચઢી ભંગણિ
ગોપ વેશ વિસુ તિક સુણિ સવે સવિ તત્ત્વખણી
પા(ધ)રક પાતિક હાણિ હાક શવિ વ્યાધિ (હણુણી)
ધણી પર્ય પામે પદારથ કણિ કરે દાલિદ્ર દલણી
હું પરમારથ અવતાર ઉજાતની, કર્ય વારે જનમ યોવન જરા
સમચિત સેવિ સંકર શક્તિ વકત રહિ તવી સિદ્ધર. ૧૨૪

—ઇતિશ્રી સીધર વિરચિતં સાસ્ત્રીપાઠ છંદ સંપૂર્ણ માતાજીનો છંદ સંપુર્ણ ॥ સંવત્ ૧૭૬૬ વર્ષે સકલ પંડિત પંડિતશ્રી ૫ શ્રી રાંમવિજયગણી તત્ શિષ્ય પં. શ્રી પ્રેમવિજય ગણી લીપીકૃત્ય। આત્માર્થે। ભુજનગર મધ્યે લપીકૃત. પત્ર ૯-૧૫ તેમાં પત્ર ૭ મું

નથી પ્રત નં. ૨૪૨૧ શ્રી મુક્તિ૦ વડોદરા. (આ પ્રતની નકલ મેં કરી રાખી છે)

નં. ૫૮૩અ ક. દલપતરામ હ. પુ. સૂચિ. પૃ. ૧૭૬, શ્રી કેશવરામ શાસ્ત્રીની ગૂ૦ હાથ પ્રતોની સંકલિત યાદી પૃ. ૨૩૨. (રણમલ્લ છંદના કર્તા શ્રીધર વ્યાસ અને આ શ્રીધર એક ગણી તેનો સમય સં. ૧૪૫૪ આસપાસ મૂકવામાં આવે છે જુઓ સાક્ષરશ્રી ધ્રુવ સંપાદિત પંદરમા શતકનાં પ્રા. ગુ. કાવ્યો ને શ્રી શાસ્ત્રીજી કૃત કવિચરિત પૃ. ૮ થી ૧૩. બંને છંદો ચારણી સાહિત્યના પ્રાચીન નમુના છે).

---

## ૫ ભીમ

**(૫) સદયવત્સ પ્રબંધ.** જૂની ગૂજરાતીમાં.

॥૯૦॥ ૐ નમો શ્રી વીતરાગાય ॥

માઇ માહા માઇ મઝે બાવનવનજી સારો
સો બિંદઉકારો નમો નાકારો ૧
જિણ રચીય આગમ નિગમ પુરાણ પુર અખરાણ વિસ્તારો
સા બ્રહ્માણી વાદિણી, પાય પુજવિ કુંયમણસુ. ૨
ગયવયણ ગયવયણ ગવરિ-નંદણ,
સેવઈ સહિકરણ અસુહ અવહરણ,
બુહ બુધિ સિદ્ધિદાયક, ગણનાયક પ્રથમ પણમેસુ. ૩
ગુર લહુય જ કવિ કવીયણ, સરસ વીરો સછંદ બંધ યારા
એકત્વ તાણસિ કર, યુગલ જોડિ પણમામિ ૪
સિંગારહાસ્ય કરુણારો વીરો ભયાણ બીભત્થો
અદભત્ત સાંત નવે રસ જસ વનિસ સદયવછસ્સ. ૫

છપ્પદી

માલવ દેસ મઝારિ, નયરિ ઊજેણુ નિરૂપમ
મુહરવછ નરિંદ નારિ મહિલછિ લછિ સમ

તસ સૂદઇ કુમાર, સબલ સાંમલિ ભરતારહ
સાહસ જસિ પવર પસિધ, જય જગિ જયત જૂઆરહ
ક્ષત્ર તણુઇ ક્ષતીય સોહકર રાયરીતિ કીરતિ વિબુધનર
કવિ **ભીમ** તાસુ ગુણુ વનવઇ, જો **હરસિદ્ધી** લબધવર. ૬

(ગાહા, પદ્ધડી, વસ્તુ, દૂહા, ચુપઈ, અડલય, મડયલ, પટ્પદી, રાગ ધુલ ધન્યાસી, વગેરે પ્રાચીન છંદોમાં છે.)

**અંતે—** વસ્ત

રાય હરખિઉ રાય હરખિઉ પુત્ર સંપત્ત
તવ નયરી આણુંદ હૂઉ પંચ શબ્દ વાજિંત્ર વાજઇ
માય તાય જુહારીયાં ગરુઆ વીર ગંભીર ગજ્જઇ
તિણિ અવસરિ પય પણુમીયા, સદયવચ્છિ તિણિવારિ
માડી કરઇ ઊઆરણાં, રાય સામોપઈ ભાર. ૬૮૮
કુંઅર સવે આવીનઇ મિલ્યા, માનસહિત ગાઢા જલહલ્યા
રાજ કરઇ રાય સિઉં સવે, ભણુઇ ગુણુઇ ઉત્સવ તેહ ધરે. ૬૮૯

—ઇતિશ્રી સુદયવચ્છ ચુ(પઇ) પ્રબંધ સમાપ્ત ॥ ૯૦ ॥ સુભં ભવતુ । કલ્યાણુમસ્તુ ॥ છ ॥ શ્રી ॥ છ । શ્રી ॥ છ ॥ સંવત ૧૫૯૦ વર્ષે માગશર વદિ ૫ ગુરૌ પં. શ્રીચંદ લખિ. ૨૦-૧૫ પ્રત નં. ૧૩૬૭ મુક્તિકમલશ્રી જૈન જ્ઞાનમંદિર વડોદરા.

('પ્રાચીન ગૂજરાતીમાં ભીમ કવિનો સદયવત્સ વીર પ્રબંધ ઉર્ફે સદયવત્સ વીર ચરિત્ર' એવો ઉલ્લેખ સ્વ. શ્રી ચીમનલાલ દલાલે પોતાના 'સદયવત્સ સાવલિંગાની જૈનકથા' નામના લેખમાં કર્યો છે. જુઓ જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧ અંક ૩ પૃ. ૧૩૫)

બીજી પ્રતમાં છેવટે નીચે પ્રમાણે છેઃ—

**અંતે—** વસ્તુ

પુત્ર હરષિઉ પુત્ર હરષિઉ રાઉ સંવત
તવ નયરી આણુંદ હૂઉ, પંચશબ્દ વાજિત્ર વાજિ
માય તાય જૂહારીઇ, ગિરૂઆ વીર ગંભીર ગિજિજ

તેણિઇ અવશરિ પય પ્રણમીઇ, સદયવછ તણીવાર
માડી કરિ ઊઆરણા, રાય સમુપિઉ ભાર. ૧૬

ચુપઇ

કુમર સવે આવીનિ મલ્યા, માન સહિત ગાઢા ઝલહલ્યા
રાજ કરિઇ રાય સરિ સૂર, ભણઇ ગણિ તે ઘર ઉછવ ધાર. ૧૬

**સંવત ૧૫ પંચોતેર** નામ, **પાટણ** નયર મનોહર ઠામ
**ભીમ** કવિએ (એ) રચીઉ રાસ, ભણિઇ ભણાવઇ પૂરિ
આસ ૧૭

—ઇતિશ્રી **સદયવચ્છ** કથા સંપૂર્ણ. સંવત ૧૬૮૨ વર્ષે શ્રાવણ શુદિ ૫ રવૌ, શ્રી **બીલુ**દરા ગ્રામ મધ્યે લષ્યતં. પં. **જઇસૌભાગ્ય** લિષત, ૩૪–૧૩ તેમાં પ્રથમનાં છ, ૯થી૧૧, ૧૩થી૩૩ પાનાં નથી ગો. ના.

(આ પ્રતમાં રચના સંવત્ ૧૫૭૫ આપેલ છે તેથી તે પ્રમાણે સોળમી સદીમાં આ કવિને ગણાય, પણ આ કાવ્યની પ્રત સં. ૧૪૬૪ ની મળે છે ને કવિ સં. ૧૪૬૬માં હયાત હતો એમ સ્વ. સાક્ષરશ્રી દલાલે કરાવેલા પરિચય પરથી રા. કેશવરામ શાસ્ત્રીને લાગે છે. તેથી તેને ૧૫ મી સદીમાં તેમણે મૂકેલ છે. જુઓ કવિચરિત પૃ. ૧૪ થી ૧૯.)

---

## વિક્રમ સોળમી સદી

### ६ किल्लोल (कल्लोल)

**(६) ढोलै मारुरा दूहा.** सं. १५३० वै. व. ३ गुरु
આદિ

સકલ સુરાસુર સામણી, સુણ માતા સરસત્તિ
વિનય કરીને વીનવું, મુઝ દ્યો અવરલ મત્તિ ૧

જોતાં નવરસ એહુ જુગ, સબલું ધુર સિણગાર,
રાગેં સુરનર રંજીયા, અબલાનસુ આધાર. ૨
વચન વિલાસ વિનોદ રસ, હાવ ભાવ રતિ હાસ
પ્રેમ પ્રીતિ સંભોગ સુખ, એ સિણગાર અવાસ. ૩
ગાહા ગૂઢા ગીત ગુણ, કવિત કથા કલ્લોલ,
ચતુર તણાં ચિત રીંઝવા, કહીયૈ કવિ કિલ્લોલ. ૪

અંતે—

આણંદ અતિ ઉછવ હુવા, નરવર વાજ્યા ઢોલ,
સસનેહી સેંણાં તણાં, કલિમેં રહસીં બોલ. ૭૭૨
દૂહા ગાહા સોરઠા, મન વિકસણે વખાંણ,
અણજાણ્યાં મુરખ હસૈ, રીઝે ચતુર સુજાણ. ૭૭૩
**પનરહસૈ તીસૈ** વરસ, કથા કહી ગુણ જાંણ,
વદિ વૈશાખેં વાર ગુરૂ, તીજ જાંણુ સુભ વાંણ. ૭૭૪

—ઇતિશ્રી ઢોલામારૂ દૂહા ગાહા સોરઠા ચંદ્રાયણાં પરિહાં સમાપ્તમગાત્ શ્રીરસ્તુ. પત્ર ૨૫ થી ૪૧. પં. ૩૧ સુંદર અક્ષરનો ચોપડો નાહટા. (**मिश्रबंधुविनोद** નં. ૧૩૬૮ **किल्लोल** ને તેની કૃતિ ઢોલા મારૂરા દોહાનો ઉલ્લેખ પૃ. ૯૬૨માં કરે છે).

---

### ૭ દલ્હ

(૭) **બિલ્હણ ચરિત ચોપઈ** સં. ૧૫૩૭ વૈ. શુ. ૧૦ ગુરૂ

આદિ

ગઢ ગોપાચલ અગમ અથાહ, તેજતરણિ તુંવર વરનાહ,
સેષ પાયાલ અમરપુર ઇંદુ, મહિમંડલ કલ્યાણ નરિંદ. ૧
રયણાયર જિમ ગુણહ ગંભીર, પંથ પટંતર સાગર ધીર,
નીતિ નિરંજન રાજા રામ, ગોરખ જિણિ નવ ખંડહ નામ. ૨
વિધિસિઉં મહા દાન દસ દીધ, યાચક દુજ કોટી ધ્વજ કીધ,
બહુ કચંનસું માન કરેઇ, ગૌસહસ્ર હરિવાસર દેઇ. ૩

યાચક દીજઇ દારિદ્ર તોડિ, રિણુ સુરતાણુય લહિં ઘડ મોડિ
નિબલરાઇ બહુ કંચન ભરઇ, સરણાઇત સાહિત ભય હરઈ ૪
પરજા સયલ ધર્મ કઉ ભાઉ, સુપને હી પરસીઈ ન પાઉ
ઘરિ ઘરિ સુણઇ હિ વેદ પુરાણ, ઘરિ ઘરિ વિપ્રને દીજઈ દાન ૫
ઘરિ ઘરિ હરિવાસર વ્રત હોઈ, નિસિ જાગરણ કરહિ સબ કોઈ
અનુદિન કપિલા કંચન ઘણો, દૈવિ પ્રતિ કીજે પારણો ૬
ઘરિ ઘરિ સુણીય હિતલ્લ ચરિત્ર, હરિકઉ નામ ગાઇઇ નિત્ત
હરિમૂરતિ ઘરિ ઘરિ દે હુરી, જંબૂદ્વીપ વિદુર્ભાપુરી, ૭
ગવડ બંસ ગોપાચલ વાસ, વિપ્ર દમોદર ગુણહ નિવાસ
અનુદિન હીઈ બસઇ જગુ માઇ, સુમિરત બુદ્ધિ દેઇ બહુ ભાઇ ૮
સંવત **પનરહ સઇસઇં તીસ**, સુદિ બૈશાખ દસઇ ગુરૂ સીસ
આદિકથા સંકટમઇ રહી, તાંગ્લગ દલ્હ સુમતિ કરિ કહી ૯
અતિ સિંગાર વીર રસ ઘણો, કરૂણા રૌદ્ર ભયાનક ભણું,
**બિલ્હણચરિત** વરનિ કરિ કહિઉ, દુખ સહિ પાછઇ સુખ લહિઉ ૧૦
**ગુજજર** દેશ ધરમકો મૂલ, સોહઈ ઇંદ્રિપૂરી સમતૂલ,
બારહ જોયણ બસઈ સુહાઈ, **બી**રસિંહ તહાં નરપતિ રાઉ ૧૧

અંતે—

**બિલ્હણ ચરિત** દલ્હિ કવિ (વદને કરિ) કહિઈ, તે અનંત કીરતિ સુખ લહઈ
તા વિધિના તાકી મતિ જુડઈ, ગયો રાજ ધન હાથહી ચડઈ. ૯૦
હરિયાંણીયાં વિપ્ર કવિ લાસ, દામોદર મુંજન કવિદાસ,
સા તિન્હ વિરચિઉ **બિલ્હણચરિત**, સુનત હોઈ અતિ નિર્મલ ચિત્ત ૯૯,
સો ફલ અડસઠિ તીરથ કીઈ, સો ફલ દાન મહાસદ દીઈ,
જો ફલ પર ઉપગાર કરંત, સો ફલ **બિલ્હણ ચરિત** સુણંત ૩૦૦
—સંવત ૧૬૭૪ વર્ષે કાર્તિક સુદિ પૂર્ણિમા દિવસે લિખિતં
**જોસી નારાયણ** સુ૦ **સાંકર** તત્પુત્ર ઉદયકરણ તત્પુત્ર **અરજન**

વાચનાર્થે લિખાપિતં. શુભ ભૂયાત્. વીસ પાનાંના ચોપડામાં નવ પાનાં નં. ૪૫૨૭ વિ. ને.

(અભિવન ઉઝણું નામના ખંડ કાવ્યનો કર્તા દેહલ અને આ દહલ બંને એક હોવાનો સંભવ છે. દેહલ માટે જુઓ કેશવરામ શાસ્ત્રીજી કૃત કવિચરિત પૃ. ૧૫૭ થી ૧૫૯)

---

**૮ નરપતિ** નં. ૬૭-૫૧૪ (૧-૮૮); નં. ૧૭૭-૭૯૪ (૧-૨૯૧)

(૮) **નંદબત્રીશી** સં ૧૫૪૫ નં. ૧૨૨-૫૧૪ (૧-૮૮)

આદિ—

લંબોદર કવિ શય શય ધરંતિ, હંસ વાહન તે મુખિ વશંતિ
અવિ આલવઈ મુરતિ ઠાંમ, વિવેકી નર તિહાં કરૂ પ્રણાંમ ૧
કવિતા સારદ કેરો પુત્ર, તે મુખિ બોલિ સાચં તત્ર,
હૃદય ભાવ સહ જાંણે સદા, કિવિતા મુરતિ પરતખ્ય સારદા. ૨
કવિતા સારદાતણુ પ્રણામ, નંદબતીસી કરૂ વખાંણ,
**સંવત પનરસિ પંચ તાલા સાર** નિથિ સાતિમ નિ મંગલવાર ૩
**પાડલીપુરે** તે નગર વખાંણુ, રાજા કરિ **નંદરાય** સૂંજાંણ,
**પદમાવતી** અસ્ત્રી જગિ જોઉ, રૂપ અનોપમ સોહે તેઉ. ૪
તસ ઘરિ **વૈરોચન** મંત્રીસ, પ્રજા લોક પાલિ નિસિ દીસ,
ન્યાયવંત તે પુહવીપાલ, રાજ કરિ તિહાં નિત્ય અસરાલ. ૫

અંતે—

થોડા ભેદ ઘણુ જાંણજો, હૃદય ભાવ ઘણુ આણજો,
શ્રવણે સુણતાં સુખ અપાર, કવિ **નરપતિ** ઇમ કરિઇ વિચાર. ૧૯૯
પઢતાં સિધિ બુધિ હોઅંતિ, ચતુરપણું તે નર જાંણુંતિ,
નારી સીલયપણું આણુંતિ, કવિતા **નરપતિ** ઈમ કહંતિ. ૨૦૦

—ઇતિ **નંદબત્રીસી** કથા વિચાર વાર્તા સમામા. સં. ૧૭૦૦ વર્ષે અશ્વની માસે કૃષ્ણ પક્ષે ૧૦ સોમવાસરે શ્રી મૂલ સંઘે સરસ્વતી ગચ્છે બલાત્કાર ગણે શ્રી કુંદકુંદાચાર્યાન્વયે ભટ્ટારક શ્રી રત્નચંદ્ર તત્

સીષ્ય આચાર્ય્ય શ્રી અમરેંદ્રકીર્તિ તત્ સીષ્ય બ્રહ્મ ભીમજી લખિતં ॥છા॥ શુભં ભવતુ ચીરંજીયાત્ ॥છા॥ ૬-૧૬ લાંબા પાનાંની મારી પાસે.

**(૯) વિક્રમાદિત્ય ચોપાઈ-વિક્રમ પંચદંડ કથા** નં. ૩૧૭-૭૯૪ (૧-૨૯૧)

—સં. ૧૭૨૧ આસોજ વદિ ૫ બુધ ખરતર ખેમ શાખાયાં ઉપાધ્યાય લક્ષ્મીકીર્તિગણિ શિષ્ય પંડિત શિવંવર્દ્ધન લિ. ૨૧ પત્ર પો. ૬૯ જય.

**(૧૦) સ્નેહ પરિક્રમ** નં. ૧૩૫૨ પૃ. ૫૧૫

**(૧૧) નિઃસ્નેહ પરિક્રમ** નં. ૧૩૫૩-પૃ. ૫૧૫

(જુઓ પૃ. ૨૧૩૮ અને શાસ્ત્રીજી કૃત કવિચરિત પૃ. ૧૫૯ થી ૧૬૭).

---

## ९ नरपति नाल्ह

### (१२) वीसलदे रासो

આદિ

ગવરિકા નંદન ત્રિભુવન સાર, નાદ ભેદઇ થારઇ ઉદર ભંડાર,
એકદંતઉ મુખિ ઝળહળઇ, મૂસકા વાહણુ તિલક સિંદુર;
કરજોડી નરપતિ ભણઇ, જણિ કરી રોહિણી જ્યું તપઉ સૂર. ૧
કઇ ભવણ ન દેખઉં રે રવિ તલઇ, હંસગમણી મૃગાલોચની નારિ,
સીસ સમારઇ દિન ગિણઇ, તતખિણ ઊભી છઈ રાજદુવારિ;
નાહ ન જોવઈ હે ચિહૂં દિસઇ, કાંઇ સિરજી ઓલગાણુંરી નારિઃ
જાઇ દિહાડઉ રે ઝૂરતાં, એક પગ આંગણ એક પગ દ્વારિ. ૨
(પા૦ ઇસિ કીય નારિ ન દુખિણી કાઇ. ૨
દૂસરઇ કડવઈ જી ગણપતિ ગાઈ, ન્હવણ કરી અરૂ લાગૂંજી પાઇ,
તોહી લંબોદર વીનવું, સિદ્ધિ નઇ બુદ્ધિ તણઉ રે ભંડાર;
ચઉથિ કરઉં તુઝ પારણઉ, ભૂલઉ જી અક્ષર આણિજ્યો ઠાંઈ. ૩
હંસવાહણ દેવી કરિ ધરઇ વીણ, ઝૂઠઉ કવિત કહઇ કુલહીણ,

વર દેજ્યો માતા સારદા, ભૂલઉ જી અક્ષર આણિજ્યો ઠાંઇ
તઇં તૂઠી અક્ષર જુડઇ, નાલ્હ ભણઇ અતિ સરસીય વાણિ. ૪
નાલ્હ રસાયણ રસ ભરઇ ગાઇં, તૂઠી છઇ સારદા ત્રિભુવન-માઇ,
ઓલગાણા ગુણ વીનવું, સગુણસાં માણસાં સીખજ્યો રાસ;
સતીય ચરિત ઘણુ લખ લહઇ, એકહી અક્ષર વચન વિલાસ. ૫
રાજમતી કુમરીય મન રે ચિંતાઇં, હસ હસ બેટી બાબા પાહિ જાઇ,
સુણઉ નરેસર વીનતી, રૂપઇ કંદર્પ મોહતી જાણ;
સુરગઇ મોહઇ છઇ દેવતા, જોઇજ્યો વર અતિ સુગુણ સુજાંણ. ૬
ભોજ રાજા તણુઉ મિલ્યઉ રે દીવાંણ, બહુ નર બઇઠા છઇ
(સવિ) આગેવાંણ,
રાય રાયા ચિહું દિસિ તણા, રાણા જી ચાતવઇ રાય નરિંદ;
વારઇ હો વહતઇ આપણઇ, થે કુમરી પરિણાવઉ હો
જોઇલિ વીંદ. ૭

અન્તે

ઉલગ પહુતી ઘરિ આયઉ ભરતાર, જાણિ કિ પહુતી સમુદ્રકઇ પારિ,
કલંક ન કોઇ સિરિ ચઢયઉ, બાંધતઇ જોવન વિરહકી ઝાલ;
લંછણ કો લાગઉ નહીં, પગિ ન સખીય ન ઝંખિય આલ. ૨૪૫
ધન્ય હો પંડિયા ધન્ય હો રાય, ન ફરવીયઉ દિવશ ગિણાઉ,
ધન્ય હો જોગી દરસણી, વેગિ મિલાવઉ ધણ કઉ નાહ;
ધન્ય દિહાડઉ આજ કઉ, રાણી રાજમતી મિલ્યઉ વીસલરાઉ ૨૪૬
સંવત સહસ સત્તિહત્તરઇ જાંણિ, નાલ્હ કવિવર સુરસીય વાંણિ,
ગુણ ગૂંથ્યા ચઉહાણકા, સુકલ પખ પંચમી શ્રાવણ માસ;
રોહિણી નક્ષત્ર સોહામણઉ, સુદિન ગિણ જોઇસી જોડિયઉ રાસ. ૨૪૭

(પાઠાંતર)

(૧) બાહર સૈ બહુત્તરાંહાં મઝારિ, જેઠ વદી નવમી બુધવારિ.
(૨) સંવત્ બાર બારોત્તરાં મઝારિ, જેઠ વદી નવમી બુધવારિ.
(૩) સંવત સહસ તિહુતરે જાણિ

(૪) સંવત **સહસ તિહોતરે** જાણિ
(૫) સંવત **સહસ તિહુતરે**
(૬) સંવત **તેર સતોતરઈ** જાંણિ.........
શુકલ પંચમી નઇ શ્રાવણમાસ.

હસ્ત નક્ષત્ર રવિવાર સું, સુભ દિન જોશી રે જોડિયઉ રાસ
કનક કાયા જિસી કૂકૂંરોળ, કઠિન પયોધર હેમ કચોળ
કેલિ ગરભ રી કૂંઉંલી, થાઝલ જ્યું ધણુ મોડઇ નાક
કડિ મોડઈ ચાલઇ ગોરડી, ઉણકી વિરહવેદના નાં લહઇ કોઇ
જિતું રાજા રાંણી મિલ્યા ત્યું **નાલ્હ** કહઇ મિલિજ્યો સહુ કોઇ. ૨૪૮
કઇ ભુવણ ન દેખું રે રવિ તલઈ.

—ઇતિ શ્રી **વીસલદે** રાસ સમાપ્ત. (૧) સંવત ૧૭૩૭ વર્ષે જ્યેષ્ટ સુદિ ૧૦ દિને । લિખિતં પણ્ડિત **કીર્ત્તિવિલાસ** ગણિના સાધ્વી **રાજલક્ષ્મી** તસ્ય શિષ્યણી **સુમતિલક્ષ્મી** તત્ શિષ્યણી **પ્રેમલક્ષ્મી** પઠનાર્થમ્. ૩૦-૧૧ નં. ૩૨૮૬ નાહટા (૨) ઇતિશ્રી સિંગારવર્ણન વીસલદે રાસ સમાપ્તં. સંવત્ ૧૭૫૧ વર્ષે ચૈત્ર વદિ ૪ શુક્રવારં । રિણી મધ્યે વા. શ્રી ૫ કનકમાણિક્ય ગણિજી તત શિષ્ય પં. **રત્નશેખરેણ લિપીચક્રે ॥ વેગવાણી સાહ શ્રી અભેરાજજી વાચનાર્થં.** ગુટકો પત્ર ૪૫-૧૩ નં. ૮ (૩) લિ. સં. ૧૬૮૫ પત્ર ૪૨ બાલોત્તરા બાવહર્ષીય ખરતરગચ્છ ભં. (૪) લિ. ચૈત્ર સુદિ ૧૩ શનિવાર સંવત ૧૭૫૯ (૧૭૭૯?) વીકાનેર મધ્યે પત્ર ૩૧ પો. ૬૯ જયચંદ્રજી ભંડાર વીકાનેર (૫) લિ. ફાગુન વદિ ૯ શનિવાર સં. ૧૭૮૬ **સોઝતમધ્યે હેમસાગર** લિ. પત્ર ૪૨ (૧૪?) પો. નં. ૪૨ નં. ૭૩૮ કૃપાચન્દ્રસૂરિ ભં. વીકાનેર (૬) લિ. સં. ૧૬૬૯ ફાગુન વદિ ૧ ભોમવાર ફૂલબેડા સ્થાન મધ્યે. જયપુર વિદ્યા પ્રચારિણી જૈન સભા. (૭) ઉપરના નં. ૬ના પાઠાંતરવાળી ૩૦૯ કડીવાળી પ્રતની અંતે. ઇતિ સી વીસલદે ચહૂઆણ રાસ સંપૂર્ણ. સંવત્ ૧૭૯૩ વર્ષે જેષ્ટ સુદિ ૧૫ ચાંદ્રવારે શ્રી જેસલમેરૂ દુર્ગે પં. મોટા લિખિતં. પત્ર

૧૯ અનંત. નં. ૨ (૮) પત્ર ૧૭ પો. ૫ ચતુ. (૯) વીસલદેવ ચોહાણુ રાસો સં. ૧૭૨૪ માગ. વ. ૫ પત્ર ૧૫ પો. ૧૯ નં. ૧૯૧૨ અભય.

(કવિ એક પ્રતમાં વ્યાસ અને બીજી પ્રતોમાં જોઇસી–જોશી પોતાને ઓળખાવે છે. તેથી તે બ્રાહ્મણ જ્ઞાતિનો હતો. ગ્રંથની ભાષા સં. ૧૨૧૨ની હિંદીનો નમુનો નથી, પણ રાજસ્થાની–ગૂજરાતી અપભ્રંશની સૌથી નિકટ ભાષા છે ને તે સોળમી સત્તરમી સદીની છે. તેની પ્રતિઓ વિધવિધ સ્વરૂપે મળે છે ને તે સર્વમાંના ઐતિહાસિક અને ભૌગોલિક ઉલ્લેખો જોતાં–ભાષા અને કથા એ બંનેની દૃષ્ટિએ તે ૧૧મી ૧૨મી કે ૧૩મી સદીની રચના થઈ શકતી નથી. જુઓ શ્રી અગરચન્દ નાહટાનો 'વીસલદે રાસો ઔર ઉસકી હસ્તલિખિત પ્રતિયાં' એ લેખ પ્ર. **राजस्थानी** ભાગ ૩ અંક ૩ પૃ. ૧૭ થી ૨૮. કવિના નામમાં **નરપતિ** આવે છે અને ઉપર જણાવેલ નં. ૮ના **નરપતિ**ની કૃતિઓમાં અને આ રાસામાં ગણપતિ અને સરસ્વતીનું આદિનું વર્ણન લગભગ સરખું આવે છે તેથી તે બંને એક હોય એમ સંભવિત લાગે છે. જુઓ પૃ. ૧૦૦ ગૂ. હાથ પ્રતોની સં. યાદી તેમાં રચ્યા સં. ૧૭૧૭ આપેલ છે. સં. ૧૬૬૯ની પ્રત મળે છે એટલે તેની પૂર્વેનો આ કવિ ચોક્કસ છે. (વળી જુઓ **मिश्रबंधु विनोद** १ पृ. २२३ )

---

**૧૦ સિદ્ધર–શ્રીધર** (મોઢઅડાલજા વણિક મંત્રિ સહુસા સુત)

**(૧૩) +રાવણ મંદોદરી સંવાદ** સં. ૧૫૫૫ જીર્ણદુર્ગ–જુના-ગઢમાં (૧–૧૧૨)

શ્રી સરસ્વત્યૈ નમઃ। મહાદેવાય શ્રી સારદાય નમઃ। ગુરૂભ્યો નમઃ।

ગાઉસ ગોર સુગુરૂ રઘુપતિ રમા, વારસ ધૂય અનઈ બ્રહ્માણ<br>
તાહ શિરોમણિ સવિં સકતિ, સિદ્ધર દઉ વાધગાણિ. ૧<br>
સોલકલા સસિઅર જસો, આસો માસિ મયંક<br>
આસ્યા અમીરસ ઉચરૂ, કોઇ ન કાઢઇ વંક. ૨

વંક વયણુ કરિ પદ્ધરૂં, અખર અવધિ મ પાડિ
કરિ સાહિ કવિતા તણો, મારગ મુઝ દેખાડિ.
પર પિંગલ પ્રીછું નહિ, ભરહ ન જાણું ભત્તિ
અપરમપર નિં ઓલગુ, ગુણ ભાખુ ગણુપતિ. ૪

**અંતે—**

સિંઘાસણુ બઇઠાં શ્રી **રામ**, સકલ લોકના સારઈ કાંમ
સો ઉપગાર અમીરસ થયા, તિમ **સિદ્ધર** નઇ દીધી મયા. ૩૯૭.
મઈ ઉખાણાં અતિ ભલાં, કીધ્યા કવિત મઝારિ
કાવડિ ભરતાં કાંવડિ, વલઈ ન વેણીવાર. ૩૯૮
સંવત **પનર** પ્રપા શુધિં (? **પાંસઠઇ**) જીર્ણદુર્ગં નિવાસ
પૂરણુ ચ્યારઇ ચોપઇ એ સઇ બુદ્ધિપ્રકાશ. ૯૯
પ્રકાસઈ પાતિક હણુઈ, ગાઇ જે નરનારિ
**રાંમ**કથા શ્રવણે સૂણુઈ, અવતરિં નહિ આવાર. ૪૦૦
મંત્રીસર **સહસા** સુતન, કવિતા **સિદ્ધર** નાંમ
ઉતપતિ **મોઢ અડાલિજા**, સોઇ તુઠા શ્રી **રાંમ**. ૪૦૧

—ઇતિ શ્રી **મંદોદરી સંવાદઃ** ॥ સંપૂર્ણઃ શ્રીરસ્તુ કલ્યાણુમસ્તુ લેખક પાઠકયો છઃ શ્રી. પત્ર ૧૪ પો. ૬૯ જયં૦ (૨) લ. સં. ૧૮૨૯. ચોપઇ ને દૂહામાં કુલ દૂહા ૨૦૬ દા. ૨૨ નં. ૪૦ લીં. (૩) પત્ર ૨૧ સં. ૧૭૦૧ ભા. શુ. ૧૨ રાજનગરે **અડાલગ** ગ્રામે (અમદાવાદ પાસે) તપા પંન્યાસ ગજમાણિકય લિ. નં. ૧૨૫૧ જય.

જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ પૃ. ૧૧૨ માં કવિને **અજ્ઞાત** તરીકે જણાવી આ કૃતિ નોંધી છે, પણ આ આખી પ્રશસ્તિ જોતાં તે કવિ જૈનેતર મોઢ અડાલજા વણિક સિદ્ધર—શ્રીધર છે.

(ઉલ્લેખિત નં. ૪૮૮ પૃ. ૧૬૧ કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચિ તથા પૃ. ૨૩૨ શ્રી કેશવરામ શાસ્ત્રીએ તૈયાર કરેલ 'ગૂજરાતી હાથપ્રતોની સંકલિત યાદી',—પ્રકાશિત ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પ્ર૦ ફાર્બસ ગુ. સભા કે જે સં. ૧૭૦૫ ની જૈન મુનિ વીરજીની લખેલી પ્રત પરથી સ્વ. મણિલાલ બ. વ્યાસે

સંશોધિત કરી છે. કવિ માટે જુઓ ઉક્ત શાસ્ત્રીજી કૃત કવિચરિત પૃ. ૧૯૨ થી ૧૯૮ ).

## ૧૧ વરસિંગ–વીરસિંહ

**(૧૪)+ ઉષાહરણ (ઓખાહરણ)** લ. સં. ૧૫૬૯ પહેલાં

**આદિ—**

પ્રણમિસ સારદ વરદ વિસેસિ. વાણી વિમલ દિઉ મુઝ રે શિ
નિધટસ નવરસ કથા સમંધ, પ્રાકૃતિપઈ ચુપે પિડ બંધ. ૧
શામા શ્રોણિતંપુરીય મઝારિ, રા બાણાસુર તણીય કુમારિ
ચિંતિતિ વર વંછિ મનમાહિ, રચિસ કવિત હૂં તીણઇ દાહિ. ૨
ઉષા હરણું સણિ ફલ એહ, શ્રવણિ હૃદયલિ નવરસ ભેહ
સંચિત પાપ અંગનાં જાઇ, નીયડા જવર એકવીસ ન થાઇ. ૩

**અંતે—** ગીત રાગ ધુલ સન્યાસી.

બુહારીય છંડીય વાટ, બાંધીયિ પરીયટ પાટ
મંડપિ ઊભીય શણગારીવિ હાટ, અમલા શરિ ઉઢયા ધાટ
હાથિ હાથિદંતના ત્રાટ, વિપ્ર વેદ ભણઈ કલ્યાણ ઉચ્ચઇ ભાટ × × ×
આઠમિઈ અવતારિ, કંસમાલા પાડિ મારિ,
બલિ તણુ બાંણુ સર મનાવય હારિ,
યાદવ વિંશ વધારિ, સોલ સહસ્ર નારિ,
વરસિંગ ભણઈ દ્વાપર યુગ મઝારિ. ૫૦૨

**ઇતિ ઉષાહરણ સમાપ્ત** સંવત ૧૫૬૯ વર્ષે ભાદ્રપદ માસે કૃષ્ણપક્ષે બુધ દિને શ્રી પૂર્ણિમા પક્ષે પૂજ્ય શ્રી શ્રી ભુવનપ્રભસૂરિ શિષ્ય વા. રત્નમેર લિખિંત સુભં ભૂયાત્ કલ્યાણમસ્તુ ॥ છ ॥ યાદશં પુસ્તકે દષ્ટં તાદશં લિખિતં મયા, જદિ સુદ્ધમસુદ્ધં વા । મમ દોષો ન દીયતે ॥ ૧ ॥ પત્ર ૧૬–૧૫ શ્રી ભોગીલાલ સંડેસરાએ સંપાદિત કરી ઉપોદ્ઘાત અને શબ્દકોશ સહિત ફાર્બસ સભાના ત્રૈમાસિક ૧૯૩૬ અક્ટો. થી ૧૯૩૮ જુન સુધીના અંકમાં પ્રકટ કરેલ છે. કવિસંબંધી કવિચરિત પૃ. ૭૨ થી ૭૬ માં જુઓ ).

**૧૨ ગણપતિ (આમોદના વાલ્મીક કાયસ્થ નરસાનો પુત્ર).**

**(૧૫) માધવાનલ સંબંધ-પ્રબંધ** સં. ૧૫૮૪ શ્રા. શુ. ૭ મંગળ

આમોદ ( દોગ્ધકબંધ આઠ અંગમાં )

કુંયરા કમલા રતિ રમ્મણુ, મયણુ મહાભડ નાંમ
પંકજિ પૂજી પયકમલ, પ્રથમ જિ કરૂં પ્રણાંમ. ૧
સુરનર પન્નગપતિ વલિ, લખ્ય ચુરાસી લોય
બ્રહ્મા હરિ હર કુસુમશિર, જેણિ જીત્યા સોય. ૨
ચરણુ ચિહ્ન મુ ચીંતવિ, તે સવિ સીઝે કાજ
કર વિણુ કમલ બાંધી સહૂ, જિમ કર હા મુખ લાજ. ૩ × ×
મકરધ્વજ મુનિવર સુતા, કુરસી ધર તું જેસિ
માધવાનલ વરણવિ, શૈ મતિ માગીનિ લેસિ ૧૩
નલ માધવનલ નર મિ કરિ, કાંમકંદલા નારિ
કુંડાલ્યા એ કંમલભૂઃ તુહિ નિ કર્ણુત મુરારિ ૧૪ × ×
અંગ પ્રથંમ પૂરૂં હવું, બીજા ગુંણુ બોલેસિ
**નરસા** સુત **ગણપતિ** કહિં, મધુકર જિમ મધુ રેસ. ૧૫૨

—ઇતિ માધવાનલ સંબંધે દોગ્ધક બંધેન કવિશ્રી ગણપતિ વિરચિતે પ્રથમાંગ સંપૂર્ણઃ ૧૫૨ દોગ્ધક.

શ્રીપતિ સાહ વિવહારીઉ, સોહાસણિ તસ નારિ
રતિ રૂદિ કુલિં અવતરી, કાંતિ નયરિ મંઝારી. ૧ × ×
**નરસા** સુત **ગણપતિ** કહિ, ત્રહિસ્યું ત્રિજું અંગ
ચૂંટી ચૂંટી ચોલનું સું, કિસિ માહિ રંગ. ૧૨૦
—ઇતિ શ્રી માધવાનલ સબદ્ધ દોગ્ધ. ॥ ૨ ॥
મુહવિં વશિયુ પ્હલાવતી, જોતાં જોયણુ બાર
ઉત્તમ કરણી આચરિ, વંશિં વર્ણુ અઢાર. ૧ × ×
—બધાં મળી ૯૦ દોગ્ધક ઇતિ શ્રી માધવાનલ૦ ॥ ૩ ॥
રાય ચંદ રાજા ભણી, જાવા કરિ વિચાર
હરિચંદ રૂકમાંગદપુરી, તે પાંહિં તે સાર. ૧ × ×

**નરસા** સુત **ગણપતિ** કહિ હૂ હે દોહિસિ માય. ૩૦૩

—ઇતિ શ્રી માધવાનલ સંબંધે દો૦...... ૪

......મુહિર (સંચરૈ), **માધવ** મધુરી ચાલિ

દેસ ઘણા દિન કેતલે, પણિ તે પંથિ ઘાલિ. ૧ × ×

**નરસા** સુત **ગણપતિ** કહિ, બ્રહ્મસુતા પ્રણમેસિ

ગંગ યથા જલ નિર્મલી, મતિ માગીનિ લેસિ. ૩૨૪

—ઇતિ શ્રી માધવાનલ સંબંધે દો૦ પંચમાંગ સંપૂર્ણ. ૫

રાંણિ વર થિઉ રંણુ ભલું, તિહુયણ પડ્યુ ત્રાસ

વેશ્યા વિલયંતિ તિહાં, સકલ મલિઉ સહિ વાસ. ૧ × ×

**નરસા** સુત **ગણપતિ** કહૈ, અંગ થયાં પટ એહ

**માધવ**કું જેણિ જાસિ, ચરિત્ર કહીશૈ તેહ. ૭૪૯

—ઇતિ શ્રી માધવાનલ સંબંધે પષ્ટાંગ સંપૂર્ણ. (૧૭૬૦)

કથા કહી **કાંમાવતી**, **માધવ** ચાલિઉ પંથિ

કામકંદલાનાં મનિ, જપમાલી ગુંણ ગ્રંથિ. ૧ × ×

**નારદ** સુત **ગણપતિ** કહિ, સાર કથા સમાંગ

અનોપમ આઠમૈ ભણિસિ, ભોગ અષ્ટાંગ. ૪૮૫

ઉજેણી ઉ બવ ઘણા, વરત્યા વલિ વિશેષ

**માધવ** નિતુ વધાવિઇ, રાઉ તણિ જિમ રેષ. ૧ × ×

**નરસા** સુત **ગણપતિ** કહિ, અંગ થયાં એ આઠ

સુધિ સ્વાંમિનિ **શારદા**, પોતિ દીધુ પાઠ. ૨૧૬ × ×

**વેદ ભુજંગમ બાંણ શશિ (૧૫૮૪)**, વિક્રમ વરસ વિચાર

શ્રાવણની શુદિ સપ્તમી, સ્વામ તે મંગલવાર. ૨૨૨ × ×

—કુલ ૨૨૪ ઇતિશ્રી **માધવાનલ** પ્રબંધે કવિશ્રી **ગણપતિ** વિરચિતે દોગ્ધકબંધેન **માધવાનલ કાંમકંદલા**—કામક્રીડાસંભોગે અષ્ટમાંગ સંપૂર્ણ ॥ ૨૫૦૦ ॥ સંવત્ ૧૭૫૧ વર્ષ કાર્તિક વદિ ૯ દિને, વેબર કેટલોગ નં. ૧૬૦૫, (૨) સંવત ૧૬૭૦ વર્ષે ફાગુણ વદિ ૮ સોમે **મહીસાણા** નગરે પં. શ્રી દેવાગણિ શિ. પં. રામજી

ગણિ લખિતં શિષ્ય ચેલાઓ જસવિજય ગણિ ભ્રાતૃ ધનવિજય ગણિ યોગ્યઃ ॥ તૈલાદ્રક્ષે...॥ ૧ ॥ તપાપક્ષે શ્રી હેમસોમ સૂરિ રાજ્યે ૭૦-૧૩ સારીપ્રત નં. ૨૯૮ જશવિજય મુનિનો સંગ્રહ વડવા, ભાવનગર (૩) લ. સં. ૧૬૭૦. શરૂઆતનાં ૧૨ પાનાં સુધી ચોંટેલ છે દા. ૩૬ નં. ૩૮.

(આ કૃતિ શ્રી મંજુલાલ મજમૂદારથી સંપાદિત થઈ ગાયકવાડ ગ્રંથમાલાના એક અંક તરીકે પ્રસિદ્ધ થનાર છે. કવિ સંબંધમાં જુઓ 'કવિચરિત' પૃ. ૨૧૫ થી ૨૨૦ તથા ગૂ. હાથપ્રતોની સંકલિત યાદી પૃ. ૨૮)

---

## ૧૩ ડામર-દામોદર (બ્રાહ્મણ)

### (૧૬) વેણિ વત્સરાજ રાસ-વીવાહલુ

આદિ—

સરસતિ સ્વામિણિ વીનવૂં, માગૂંય એક પસાઉ
બત્રીસ લક્ષણિ ગુણિ આગલુ, ગાઇસ્યું વચ્છરાઉ
તે જ નયર પાટણ ભલું, અમરાવતી સમૂં હોઇ
મૃત લોકિ વચ્છરાજ રાજીઉ, અવર ન બીજું કોઇ. ૧
રાય ધવલ ગૃહિ રૂપમઇ, મંડપિ (પા.મંડિત) ચુરાસીય થંભો
સોવન રેખઇ પૂતલી, તોરણિ નાચઇ (એ) રંભો
વચ્છ રાજા ક્રીડા વિનોદ કરઇ, જિમ અપચ્છર માંહિ ઈંદો
સહજિ સોભાગિહિ રૂયડઉ, જિસ્યુ ઇતિ પૂનમચંદો. ૨

અંતે વાંણિ (ઢાલ)

વત્સરાજ મૃતલોકિ આવીઉ, સોભાગરેણું
ઊતર્યું (સરીઉ) વનહ મઝારિ રે, સોભાગરેણું
વનસ્પતી ફૂલી ફલી સો૦ નાલીયર ચાંપુ જાઇરે સો.
(પા.) માલી હરિખિઉ જાઇ રે, સો. ૧

માલીયડઉ નઇરિ ગયુ સો. પહુતુ સભા મઝારિ રે સો.
શતાનિક દેઇ વધાંમણિ સો. આવ્યુ વત્સરાજરાઉ રે—સો. ૨
શતાનિક તિહાં હરખીઉ સો. પંચાંગ દિઈ પસાઉ રે સો૦
નગર લોક સહુ હરખીઉં સો. ચાલ્યું વેગિઇ સહૂ રે સો. ૩

પંચ શબ્દ ઘણું વાજીયાં સો. વલ્યુ નીસાણે ઘાઉ રે સો.
ઘરિ ઘરિ ગૂડી ઊછલી સો. તોરણુ વંનરવાલિરે સો. ૪
સતાનીક સામું (પા. મહુઉ) ગયુ સો. વત્સરાજ લાગુ પાઇ સો.
ઊત્સવિ પઇસારુ કીઉ સો. આણંદ હીઈ ન માઈ સો. ૫
બાવનિ ચંદનિ હુઇ છાંટણાં સો. ચાઉ ઓલિ ચુક પૂરેઉ સો.
ઘરિ હુઈ વધાંમણાં સો. વત્સરાજ બઈઠઉ પાટિ રે સો. ૬
ધવલ દીઈ સોહાસિણી સો. વધાવઈ વત્સરાજ રે સો.
ઈંદ્રલોકિ હુઈય વદ્ધામણી સો. આવ્યુ પરણી રાઉ રે સો. ૭
કુસુમવૃષ્ટિ સુરવર કરઇ સો. જય જયકાર કરંતિ રે સો.
ગુણ બોલઈ સહૂ વરતણા સો. ઈહિ ઈસ (કહિ) પૂરઈ આસરે સો. ૮
વીનવઈ (પ્યનપ્યન) ડાંમર બ્રાહ્મણુ રે સો.
જીણઈ ગાયુ વત્સરાજ રાઉરે સો.
જે કોઈ ગાઈ સાંભલઈ સો. તેહનાં સીઝઇ કાજરે સો.
(પા.) તેહ ઘરિ હુઈ નવ નિધિ રે સો. ૯

—(૧) ઇતિશ્રી વેણી વત્સરાજ વીવાહલુ સંપૂર્ણ પત્ર પ્રથમનાં સાત દરેકમાં પંક્તિ ૧૫ (પછી રત્નચૂડનો રાસ છે ને છેવટે લેખક પ્રશસ્તિ છે કેઃ—) સંવત ૧૬૦૭ વર્ષે । ભાદ્રપદ માસે શુકલપક્ષે ત્રિયોદસીયાં તિથૌ અર્કવાસરે શ્રી જીરાઉલા ગચ્છે ભટ્ટારિક શ્રી શ્રી શ્રી ૬ સોમકલસ સૂરિ । વાચનાચાર્ય શ્રી શ્રીકલશ સક્ષ (શિષ્ય) હેમરત્નમુનિ પદ્મસૂંદર મુનિ ગુણપ્રભ સમસ્ત સાધઉ સિરં નંદતુ અનૂરિ ગ્રામ મધ્યે મુનિ હેમરત્ન લખિતં. ડબો ૩૬ નં. ૨ પાલણપુર સંઘનો ભંડાર. (૨) ઇતિશ્રી વેણીવત્સરાજ રાસ સમાપ્તઃ । શુભં ભવતુ ॥ કલ્યાં(ણ) મસ્તુ ॥ સં. ૧૬૨૭ વર્ષે માઘ વદિ ૧ દને

રવીવારે શ્રી પત્ત(ન) મધ્યે લષતં । કૃષ્ણદાસ લષતં । શ્રીમાલીય જ્ઞાતીય દો. પરીષ દેવચંદ લષાવતં । વનોદેન લષાવતઃ ।। શ્રી. એક ચોપડામાં. (૩) અશુદ્ધ પ્રત ઘણી કડીઓ મૂકી દીધી છે. લા. વરજલાલ વેણીદાસ સંવત ૧૯૩૬ ના વૈશાખ શુદી ૫ ગરેઉ શ્રી ખેડા મધ્યે લખ્યો છે. ૮–૧૫ ખેડા ભંડાર. (આ ત્રણે પ્રતો પરથી પાઠાંતરવાળી પ્રેસકોપી મેં તૈયાર કરી રાખી છે. મો. દ. દે.)

[ત્રણ નામે લાસ, દામોદર અને મુંજન (?દાસ?) કવિઓએ બિલ્હણ ચરિત રચેલ છે એમ અગાઉ નોંધેલ દલ્હ નામના કવિએ પોતાની બિલ્હણ ચરિત ચોપઇના અંતે પૃ. ૨૧૧૪માં જણાવેલ છે તે પૈકી દામોદર કવિ અને આ દામોદર કવિ બંને એક હોઇ શકે.]

## ૧૪ છીહલ નં. ૬૬૬ક પૃ. ૫૭૧

(૧૭) **पंच सहेली दोहरा** નં. ૧૩૮૧ ક પૃ. ૫૭૧

(**मिश्रबंधुविनोद** પૃ. ૧૧૧માં જણાવે છે કે તે છીહલે સં. ૧૫૭૫માં પંચસહેલી નામની પ્રેમકહાની કહીઃ ને ૩૦૯માં જણાવે છે કેઃ–તેમાં પાંચ અબલાઓની વિરહવેદનાનું વર્ણન અને પુનઃ તેમનાં સંયોગનું કથન છે. ભાષા પુરાની રાજસ્થાનીના ઢંગની છે. કવિતામાં છંદોભંગ પણ છે, રચના પરથી કવિ મારવાડ તરફનો જણાય છે કારણ કે તેણે તળાવો ઇત્યાદિનું વર્ણન ઘણા પ્રેમથી કર્યું છે. કવિતાની દૃષ્ટિએ તેની ગણના હીનશ્રેણીમાંજ થઇ શકે તેમ છે.)

## ૧૫ सुर ? (सुरदास ?)

[પ્રસિદ્ધ સૂરસાગરના કર્તા ભક્તકવિશિરોમણિ સૂરદાસનો જન્મ સં. ૧૫૪૦ને સ્વર્ગવાસ સં. ૧૬૨૦માં થયો કહેવાય છે.]

(૧૮) **भ्रमरगीता**

।। શ્રી ગણેશાયનમઃ શ્રીકૃષ્ણાયનમઃ ભવરગીતા લિષ્યતેઃ

એક દિવસ વ્રજવાસકી, સુરતિ ભઇ હરિ રાય
નિજ જન અપના જાનિકૈ, ઉદ્ધૌ લઇ બુલાઈ. ૧

